

# ભાઈચારાનો પયગમ્બર

અનુવાદકઃ-

હકીમ બદ્રનિઝામી, રાહતી.

હાલગરવાડા-અહમદઆબાદ

પ્રકાશકઃ-

દાખીલ ઈસ્લામ અલીમીયાં કુરબતી નિઝામી.

કડીયા કુઈ-અહમદઆબાદ.

મૂલ્યઃ-

ધ્યાનપૂર્વકનું વાંચન.



# દુઆએ ખેર

હું લગભગ પાંચ વર્ષથી ગુજરાતમાં તબ્લીગે ઇસ્લામનું કામ મ્હારી લિયાકત અને હયસીયત પ્રમાણે બજાવી રહ્યો છું અને જો કે મુસલમાન કોમ પોતાના આ ફર્ઝ તરફ ગાફિલ–બેદરકાર છે, છતાં તેમનામાં જે થોડી ઘણી મઝહબી લાગણી કાયમ રહી છે, તેણે હંમેશા મ્હારા કામમાં ઘટતી મદદ કરી છે. જો કે એ મદદ જોઇએ તેવી તો નથી.૦૪ અને એની સાબિતી એજ છે કે, આખા ગુજરાત કાઠિયાવાડ જેવા ધનિક પ્રદેશમાં પણ મુસલમાનો એક એવી કાયમની તબ્લીગી સંસ્થા સ્થાપી શક્યા નથી, જે જોઇતા પ્રમાણમાં કાર્ય પણ કરી શકે અને વારંવાર લોકો પાસે તેને હાથ ફેલાવવો ન પડે. અહિં અમદાવાદનોજ દાખલો લો. અહિંયાં ભાઇબંધ કોમની એવી સંખ્યાબંધ ધાર્મિક તેમજ સામાજિક સંસ્થાઓ છે, જેમની પાસે એટલું બધું સારૂં ફંડ હોવા સાથે એવી ઉત્તમ વ્યવસ્થા છે કે, તેમનું કામ સતત્ સાંચાકામની પેઠે ચાલ્યાજ કરે છે. અહિંયાં એક સંસ્થા “સસ્તુ સાહિત્ય કાર્યાલય” નામની છે, જેને એટલી બધી સારી મદદ મળી આવે છે કે, તેને કોઇપણ મ્હોટામાં મ્હોટું પુસ્તક પ્રગટ કરવા માટે નાણાંની ચિંતા રહેતી નથી. પરંતુ અફસોસ! કે અહિંયાં લક્ષાધિપતિ અને કરોડાધિપતિ મુસલમાનો પણ વસે છે, છતાં તેમની પાસે આવી એક પણ સંસ્થા નથી ભાઇબંધ કોમો તરફથી મુહલ્લે મુહલ્લે લાયબ્રેરીયો કાયમ છે અને જેમની વ્યવસ્થા પણ સુંદર રીતે ચાલે છે, જ્યારે મુસલમાનોની આખા શહેરમાં એકજ લાયબ્રેરી અને તે પણ વ્યવસ્થા વિનાની ભાઇબંધ કોમોએ શહેરમાં અનેક ભવ્ય

ઇમારતો બંધાવી મ્યુનિસિપાલિટીને તેમાં સ્કુલો ચાલુ કરવા માટે ભેટ આપી દીધી છે, જ્યારે મુસલમાનોની એક અંજુમન ઇસ્લામની સ્કુલનું મકાન પણ વર્ષો થયાં બંધાનું નથી. ભાઇબંધ કોમો તરફથી ઠેરઠેર ધર્માદા દવાખાનાં ખોલવામાં આવ્યાં છે. અને તે પાછળ હજારો રૂપીયા ખર્ચાય છે, જ્યારે મુસલમાનો તરફથી એકાદ અપવાદ સિવાય કોઇપણ સારૂં દવાખાનું સ્થપાયું નથી. ભાઇબંધ કોમ તરફથી મુસાફરોની સગવડ ખાતર અનેક જોગવાઇયો કરવામાં આવી છે, સ્ટેશનની સ્હામેજ મુસાફરખાનાની એવી ભવ્ય ઇમારત ઉભી કરવામાં આવી છે અને સાથે સાથે વ્યવસ્થા પણ એવી સારી છે કે, લગારે તકલીફ વેઠવી ન પડે; જ્યારે મુસલમાનો માટે એક સારૂં મુસાફરખાનું ન મળે. ઉપલા મુસાફરખાનાની પાસેજ એક જગ્યા છે જેને ઇસ્લામી મુસાફરખાના તરીકે કેટલાક લોકો ઓળખાવે છે. પરંતુ એને મુસાફરખાનું કહેવાને બદલે ફકીરોનો અડ્ડો કહેવું વધારે યોગ્ય થઇ પડશે. ત્યાં માત્ર એક ઓટલો છે જેના ઉપર પતરાનું છાપરૂં છે. રાત્રિ દિવસ ત્યાં ફકીરો પડ્યા રહે છે અને ભાંગ ગાંજાની ચલમો ઉડાવે છે. જો ભુલેચુકે કોઇ મુસાફર ત્યાં જઇ ચઢે તો તેના સરસામાનની ચિંતામાંથી તો મુક્ત થયોજ સમજવો.

પરંતુ આવી સ્થીતિ શા માટે છે? એટલાજ માટે કે, મુસલમાનો પોતાના મઝહબને ભુલાવી બેઠા છે. હજી સાધારણ સ્થિતિના કે ગરીબ મુસલમાનોમાં ઇસ્લામની સ્હેજ પણ લાગણી જોવામાં આવે છે, પરંતુ ધનવાનો સાવ ફરી બેઠેલા માલુમ પડે છે. અરે, જો એ લોકો ઇમાનદારી સાથે ખુદાને હાજિર નાઝિર જાણીને પોતાના માલની બરોબર ઝકાત કાઢે અને આવા કામોમાં ખર્ચે (કે જે ઝકાતના

પૈસા વડે થઇ શકે છે ) તો હું દાવાપૂર્વક કહું છું કે, દસ વર્ષમાં તો ઠેરઠેર ઈસ્લામી મદ્રસા, લાયબ્રેરીઓ, મુસાફરખાનું અને હોસ્પિટલો જોવામાં આવે એટલુંજ નહીં; બલ્કે મુસલમાન કોમની નિર્ધનતા પણ ઘણે ભાગે દુર થઇ જાય. પણ ખુદા જાણે એ લોકોને ક્યારે હિદાયત થશે ? જો ઇલેક્શનમાં ઉભા થાય, તો મ્યુનિસિપાલિટી કે કાઉનસિલની એક કુરસી તોડવા માટે હઝારો રૂપીયા વેરી નાંખે છે; પરંતુ મઝહબી કે સામાજિક કામોમાં ખર્ચ કરવાનું આવે, ત્યારે પોતાની હયસીયત પાંચ રૂપીયા આપવા જેવી પણ નથી એવો જવાબ પરખાવી કાઢે છે. તેઓ લગારે વિચારતા નથી કે, એક દિવસ તેમને ખુદાની આગળ જવાબ આપવાને હાઝિર થવું છે. તેમને ભાઇબંધ કોમને દેખીને પણ લાજ આવતી નથી કે, એ લોકો આવા કામોમાં કેટલા બધા આગળ વધી ગયા છે અને જે મઝહબે આવાં કામોની ખાસ આજ્ઞા આપી છે, તેઓની તીજોરીમાંથી પૈસા નીકળતા નથી !! મુસલમાનો હિંદુઓને કંજુસ તરીકે ઓળખાવે છે, પરંતુ લગાર વિચારતા નથી કે, પોતે ક્યાં જઈ રહ્યા છે ? આવી કંજુસી તો (જે ખરૂં જોતાં કંજુસી નથી પણ કરકસર છે ) ઇસ્લામેજ શીખવી છે. ઇસ્લામે આપણને ખાવા પહેરવાની છુટ આપી છે, પરંતુ અયોગ્ય ખર્ચની મનાઇ કરી છે. હઝરત ઉસ્માન ગની (રદી૦) પાસે એક મિસ્કીન માણસ આવ્યો, પરંતુ બારણા પાસે પહોંચતાં તેણે હ૦ ઉસ્માન (રદી૦)ને પોતાની પત્નિને એટલા માટે ધમકાવતા સાંભળ્યા કે, તેમણે જરૂરત વિના દીવો સળગતો રહેવા દીધો હતો. મિસ્કીનને તાજુબી થઇ કે, આવો ઉદાર અને સખી માણસ પાઇના તેલ માટે પત્નિ સાથે લડે છે ? ! જ્યારે હઝરત ઉસ્માન (રદી૦) બ્હાર આવ્યા

અને પેલાએ પોતાની હાલત વર્ણવી મદદ માંગી ત્યારે હ૦ ઉસ્માને (રદી૦) લગારે સંકોચ વિનાં એટલી રકમ તેને આપી. મિસ્કીને કહ્યું "હે ઉસ્માન! પાઈના તેલ માટે તમે બૈરી સાથે ઝગડો કરતા હતા અને મ્હને આટલી બધી રકમ આપતાં તમને સંકોચ ન થયો એનું શું કારણ?" હઝરત ઉસ્માને (રદી૦) સ્મિત હાસ્ય કરતાં કહ્યું "ભાઈ! એ પાઇ મ્હારા અંગત ખર્ચમાં અયોગ્ય રીતે ખર્ચાઇ છે જેની ઇસ્લામે મનાઇ કરી છે. જ્યારે તને આપેલી રકમ સખાવત છે અને સખાવત ગમે તેટલી કરી નાંખવામાં આવે તો પણ ખુદા મ્હારી પાસે એનો જવાબ નહીં માંગે, કેમકે એમાં ઇસરાફ નથી."

એક તરફ હઝરત ઉસ્માન ગની (રદી૦) નું આ વર્તન અને બીજી તરફ આજના મુસલમાન ધનવાનોનું વર્તન મુકો અને પછી જુવો કે બંને વચ્ચે કેટલું બધું અંતર છે. આજનો ધનવાન મુસલમાન કાંતો પોંતાની જાત ઉપર ખર્ચ કરે છે અને તે ઇસરાફની પણ હદ વટાવીને, પરંતુ સખાવતનું નામ આવે તો તેમની તીજોરીયો ઉપર ફણીધર નાગ બેસી જાય છે. ઇલેકશનો, મહેમાનીયો અને "નાક" બચાવવાના રસમ રીવાજો (જે શરીઅતથી ભલે ઉલ્ટા હોય) પાછળ હઝારો રૂપીયા બરબાદ કરી નાંખે, પણ ખુદાના કામમાં કોડી ખર્ચતાં પણ મોત આવે. વળી કેટલાક તો એવા પણ છે કે. જે પોતાની જાત ઉપર ખર્ચ કરતા નથી તેમ સખાવત પણ કરતા નથી અંને એનુંજ નામ શરીયતની ભાષામાં "કંજુસ" છે. બીજી તરફ હિંદુઓ ઇસ્લામી રંગે રંગતા જાય છે; તેઓમાંના ઘણાખરા કરકસર કરી ધન ભેગુ કરે છે. પણ સાથેજ સાથે ધર્માદા (સખાવત)

ના કામો પાછળ ખર્ચે છે. હઝારો અને લાખો રૂપીયા એકી સાથે એવા કામોમાં આપી દે છે. આપણે ત્યાં કોઇને સખાવતની ધુન લાગે તો તે પણ હટ્ટા કટ્ટા લઠીંગા ભીખારીયોને (જેઓ લગારે હકદાર નથી) આપી દે છે અને જે કામમાં સખાવત બતાવવાની હોય, ત્યાં પુંઠ બતાવે છે. છતાં ખુદાનો શુક્ર છે કે, કેટલાક સઆદતમંદ મુસલમાનો અત્યારે પણ ખરે માર્ગે ચાલે છે અને પોતાના ધનનો ખરો ઉપયોગ કરી જાણે છે.

ચાર વર્ષ ઉપર મ્હારા મુરશિદ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબે " ઇદે મીલાદ " ઉજવવાની તેહરીક હિંદમાં શરૂ કરી જે ઘણી મકબૂલ થઇ અને ચાર વર્ષથી બરાબર દરેકે દરેક શહેર અને ગામમાં " ઇદે મીલાદ " ના જુલુસ કાઢવામાં આવે છે, જલસા કરવામાં આવે છે, જેમાં બધા ધર્મોના માણસોને આમંત્રણ આપી હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ૦) નું પવિત્ર જીવન તેમની સમક્ષ રજુ કરવામાં આવે છે. એવા જલ્સાઓમાં વાંચવા માટે પટ્ટી (જીલ્લે લાહોર) ના મૉલાના અબ્દુલ મજીદ કરશી સાહેબે બર્માની નિઝામીયા જમાઅતના ખલીફા મોલાના કશ્ફી શાહ સાહેબની મદદથી શી રીતે નબીનાં પુસ્તકો પ્રગટ કરવા માંડયાં, આજે આ ત્રીજું પુસ્તક વાંચક ભાઇયોના હાથમાં રજુ કરવામાં આવે છે, જે દુનિયાની અનેક ભાષાઓમાં પ્રગટ થઇ જગતભરમાં વ્હેંચાશે, અને વંચાશે. હું પણ ત્રણ વર્ષથી એ પુસ્તકો ગુજરાતીમાં પ્રગટ કરાવવાની સેવા બજાવું છું. જો કે મ્હેં ઉપર કહ્યું તેમ ઘણી અગવડો વેઠવી પડે છે અને અનેક ભાઇઓ આગળ ભીખ માંગવી પડે છે, છતાં ખુદાની મહેરબાનીથી કોઇને

કોઇ અલ્લાહનો વ્હાલો બંદો મળી જાય છે, જે એકાદ હઝાર પ્રત પોતાને ખર્ચે છપાવી આપે છે. જો કે આવું પુસ્તક ઘેરઘેર પહોંચાડવાની ઝુરૂરત છે અને તેની લાખો નકલો છપાવવી જોઇએ; પરંતુ મુસલમાન કોમમાં કોણ જાણે કયારે એનું ભાન ઉત્પન્ન થશે?

એ પુસ્તકોનું ગુર્જર ભાષામાં અનુવાદ કરવાનું કામ પણ કાંઈ રહેલું નથી, ભાઇ બદ્ર નિઝામીએ બે અને ભાઇ બાનવાએ એક એમ ત્રણે પુસ્તકકો અનુવાદ કરી આપી કોમ ઉપર ઉપકાર કરવા સાથે આખિરતનો પણ સોદો કર્યો છે. ખુદા તેમને જઝાએ ખૅર આપે. આમીન.

પણ ખરી સેવા તો છપામણીનાં નાણાં ખર્ચવાની છે, કારણકે હું દોડાદોડ કરી મહેનત ઉઠાવી પુસ્તક તૈયાર કરાવું, પણ છપાવનાર કોઇ ન મળે તો બધું નકામું છે; પરંતુ ખુદાપાક એ લોકોના ઇમાનમાં અને દીન દુનિયાના કામોમાં બરકત આપે જેમણે આવા પુસ્તકો પ્રગટ કરવામાં પૈસા વડે મ્હારી મદદ કરી છે. આ પુસ્તક પણ છપાવવા માટે એક ખુદાના નેક બંદાએ હીંમત બતાવી દુનિયા અને અખિરતની ફલાહ પ્રાપ્ત કરી છે, ખુદાપાક તેમને જઝાએ ખૅર આપે આમીન.

એ સખી ભાઇએ પોતાનું નામ ઝાહિર નહીં કરવાની તાકીદ કરી હોવાથી હું તેમનું નામ આપતો નથી, પણ વાંચક ભાઇયો એમને માટે ગાયબાના દુઆ કરે, જેથી ખુદાપાક તેમને આવા નેક કામોમાં વધુ ને વધુ ખર્ચ કરવાની હીંમત અને તોફીક આપે.

ખાદિમે ઇસ્લામ,

**નિદાઉલ ઇસ્લામ અલીમીયાં કુરબતી નિઝામી.**

# ભાઈચારાના પયગમ્બર.

(લેખકઃ-હાજી લૉર્ડ હેડલે અલ-ફારૂક, લંડન.)

પાછલા વર્ષને અંતે મ્હને ખબર આપવામાં આવી હતી કે, હિંદમાં એક ખાસ હીલચાલ શરૂ કરવામાં આવી છે કે, જગતની સર્વ કોમોને બતાવવામાં આવે કે, હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના ઇલ્હામી (ઇશ્વરપ્રેરિત) પયગામે દુનિયા ઉપર શી શી અસર કરી, શા શા ઉપકાર કર્યાં. આ સમાચારની સાથેજ સાથે મ્હને આ વર્ષે હુઝૂર (સલ૦) ના જીવન વિષે એક ભાષણ લખવાની પણ ભલામણ કરવામાં આવી, જે જુદી જુદી ભાષાઓમાં પ્રગટ કરવામાં આવશે.

મ્હેં "સીરતુન્નબી" (પયગમ્બર સાહેબનું જીવનચરિત્ર) ના અનેક પુસ્તકો જોયા છે અને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે, હુઝૂર (સલ૦) ના પવિત્ર જીવન વિષે એટલું બધું લખાઇ ચુક્યું છે કે, હવે તેમાં કોઇ નવીન વસ્તુનો ઉમેરો કરવાનું કામ અશક્ય-અસંભવિત્ છે. મ્હારા માર્ગમાં એક મ્હોટી મુશ્કેલી એ પણ છે કે, હું પૂર્વની ભાષાઓથી અજ્ઞાન છું એટલા માટે પશ્ચિમની ભાષાઓમાં જેટલા પુસ્તકો મ્હેં વાંચ્યા છે, તે ઉપરજ મ્હારો આધાર છે.

અલ્લાહ તઆલાના નબીયો (પયગમ્બરો) નાજ એ પ્રતાપ છે કે, આદમ-પુત્રો દરેક કાળે વિદ્યા અને વિજ્ઞાન

(ઇલ્મ અને હિકમત) ના શ્રોતથી તૃપ્ત થયા છે. હઝરત મુહમ્મદ (સલ૦) આ જગત્‌માં એક ખાસ હેતુની સિદ્ધિ અર્થે પધાર્યા હતા અને તે હેતુ એ હતો કે, હઝરત મૂસા (અલ૦) ના કાનૂનની સખ્તાઈને નરમ કરવામાં આવે અને હઝરત ઇસા (અલ૦) ના કાંઈક નિવૃત્તિજનક અને અમલમાં મુકવાને અયોગ્ય શિક્ષણમાં પ્રવૃત્તિ અને કાર્યશકિત મૂકવામાં આવે; કારણકે, એતો દેખીતુંજ છે કે, આ ઝમાનામાં જો "બીજો ગાલ આગળ ધરવાના" સિદ્ધાંત ઉપર અમલ કરવામાં આવે તો મનુષ્ય એથી દુઃખ વેઠશે અને ફસાદ ઝગડો વધશે. એજ પ્રમાણે હઝરત મૂસા (અલ૦) ના દસ કાનુનોની પણ હાલત છે. એ કાયદાઓ ઉપર જો બરાબર ધ્યાનમાં રાખવામાં આવે અને સંપૂર્ણ દ્રઢતા સાથે તે ઉપર અમલ કરવામાં આવે તો એથી આપણી ઘણી ભલાઈ થઈ શકે છે. હઝરત મસીહ (અલ૦) ના કાનૂનની નરમાશ પણ દેખીતીજ છે. એમણે કાનૂન ઘડતી વેળા નાફરમાન માણસોને શિક્ષા કરવાનો વિચાર પડતો મુકી દીધો છે. એમનો હેતુ માત્ર ગુનેહગારોને તોબા-પશ્ચાતાપ-તરફ બોલાવી માફીની ખાત્રી અપાવવાનો હતો. એથી વિરૂદ્ધ હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ૦) માત્ર એકજ ગુણના ઉપદેશક નથી, બલ્કે તે માફી, દયાળુતા, પરોપકાર, શુરવીરતા અને મર્દાનગીના શ્રોત સમાન હતા, તેમને ન્યાય અને સત્યતા સાથે સૌથી વિશેષ પ્રેમ હતો.

હઝરત મુહમ્મદે (સલ૦) કદિપણ એ દાવો કર્યો ન હતો કે, હું દુનિયામાં મો'જિઝા (ચમત્કાર) દેખાડવા નથી આવ્યો.

એમનો મઝહબ–ધર્મ–અત્યંત ચોખવટવાળો અને સીધો સાદો ફિતરી (પ્રકૃતિજન્ય) કાનૂન હતો, જેમાં કોઇ પ્રકારનો વહેમ અને ચિંતા ન હોય. આપ ફરમાવતા હતા કે, જો ભુતકાળના કેટલાક મ્હોટા માણસની અવળે માર્ગે દોરનારી અસર અને ખોટો નમુનો બીજા ટુંકી બુદ્ધિના માણસોને અસલ માર્ગથી ભટકાવી ન દેત તો બધા માણસો કુદરતના આ સીધા સાદા મઝહબ–ધર્મ ઉપર ચાલતા હોત. આ વિચારનેજ દ્રષ્ટિ સમક્ષ રાખી એમણે શરૂઆતથી બાપ્ટઝમ તથા એવાજ પ્રકારના બીજા રીવાજો દુર કરી નાંખ્યા છે, જેને લીધે સ્વાર્થી પેશ્વાઓ (ધાર્મિક આગેવાનો) નો પક્ષ (અયોગ્ય) લાભ ઉઠાવી શકતો હતો.

હુઝૂર સરવરે આલમ (સલ૦) મઝહબ–ધર્મને એવા પોતાની મેળે ઉગતા વૃક્ષ સમાન ગણતા હતા, કેજો ફિતરત પ્રકૃતિ–સ્વતંત્ર અને નિર્લેપ હોય તો કુદરતી રીતે એના તરફ આકર્ષાય છે. એવો ચોખવટવાળો અને કષ્ટહીન મઝહબ મનુષ્ય માટે આવશ્યક વસ્તુ છે અને એવી આવશ્યક છે કે જે વડે મનુષ્ય સદ્કાર્યને ઓળખી દુષ્કર્મથી દુર રહે છે અને ખરા અર્થમાં આ ભૂમિ ઉપર ખુદાના પ્રતિનિધિ રૂપે જીવન ગાળે છે. માનવિ ફકત ત્યારેજ હલ્કટ પ્રાણી બને છે, જયારે તે શ્રેષ્ઠ અને ઉત્તમ પ્રકારના સિદ્ધાંતોથી જાણી જોઇને વિમુખ બને તથા હલ્કટ અને દુષ્ટ માર્ગને ગ્રહણ કરે.

ઇસ્લામ કેટલા બધા ચોખ્ખા અને સીધા માર્ગ તરફ મનુષ્યને બોલાવે છે, એ માટે લગાર કુર્આને પાકની થોડીક આયતો તપાસી જુવો.

"પોતાનું ધ્યાન સાચા અને એકલક્ષી દીન-ધર્મ-ઉપર કાયમ રાખ, જે અલ્લાહની ફિતરત-પ્રકૃત્તિ છે, જેની ઉપર તેણે મનુષ્યને ઉત્પન્ન કર્યો છે. અલ્લાહના ઉત્પત્તિ કાર્યમાં લગારે ફેરફાર નથી. ખચિત્ સનાતન અને સંપૂર્ણ દીન એજ છે, પરંતુ ઘણાખરા માણસો નથી સમજતા." (૩૦-૩૦)

બીજે ઠેકાણે ફરમાવ્યું છે "આ અલ્લાહનો રંગ છે, અલ્લાહના રંગ કરતાં શ્રેષ્ઠ રંગ કયો હોઇ શકે છે? અમે (મુસલમાનો) એનીજ ઇબાદત-પ્રાર્થના કરનારા છીયે." (૨-૩૮)

પછી ફરમાવ્યું "અમે અલ્લાહની તરફથી આવ્યા છીયે અને એનીજ તરફ જનારા છીયે." (૨-૧૫૬)

**આ આયતો ઉપરથી સ્પષ્ટ થાય છે કે, હઝરત મુહમ્મદ (સલ.) નો દીન બધી ગુપ્ત વાતો અને ભેદી માન્યતાઓના મિશ્રણથી પાક (અલિપ્ત) હતો. એમની દ્રષ્ટિએ બધા મનુષ્યો એકજ ધર્મ ધરાવતા હતા (જેનું નામ આપે ઇસ્લામ રાખ્યું છે), પછી તેમનામાં મતભેદ ઉત્પન્ન થઇ ગયો, ત્યારે તેમને સત્ય માર્ગે દોરવવા માટે ખુદાએ પયગમ્બરોને મોકલાવ્યા. મનુષ્યો વચ્ચે ધર્મની બાબતમાં જે મતભેદ પડયો, તે માત્ર હસદને કારણે હતો.**

**હવે લગાર હઝરત મુહમ્મદે (સલ.) દુનિયા સમક્ષ રજુ કરેલા "ઇસ્લામ" ના ચિન્હો તપાસી જુઓ. મી. લેનપોલ કહે છે:-**

હઝરત મુહમ્મદ (સલ.) ની પવિત્ર વ્યકિતમાં નમ્રતા અને નાઝુકાઇ સાથે શુરવીરતા અને મર્દાનગીના ગુણો એવી રીતે ભેગા

થયા હતા કે, એમના ટીકાકારો જ્યારે એમને જોશે ત્યારે આવા પ્રકારની ફિતરત મનુષ્યમાં સદ્‌ભાવ, સન્માનવૃત્તિ અને પ્રેમના કુદરતી રીતે ફુટતા અંકુશો ઉત્પન્ન કરી મુકે છે, તેમાં ક્યાંક તણાઇ ન જાય એવી ભીતિ રહે છે, અને એ ચિત્તાકર્ષક સૌંદર્યની અસરથી એમની આંખ્યો અંજાઇ ન જાય એની બીક રહે છે. એક મહાન પુરૂષ વર્ષો સુધી એકલો આખી કોમના તિરસ્કાર અને ધિક્કાર સહન કરતો રહ્યો. એ પુરૂષ એજ હતો જે બીજાઓ સાથે હાથ મેળવતાં પોતાનો હાથ કદિ પણ પહેલાં જુદો કરતો ન હતો, જે ન્હાના બાળકોને પ્રિય હતો, તે જ્યારે પણ બાળકોના ટોળા પાસે થઇને જતો ત્યારે તેમના પ્રત્યે હેતભરી દૃષ્ટિ નાંખતો, અત્યંત ખૂબી સાથે સ્મિતહાસ્ય કરતો અને એક બુઝુર્ગ પુરૂષને છાજે તેવા અમીવચનો ઉચ્ચાર્યાં વિના ત્યાંથી આગળ વધતો ન હતો......ઇસ્લામના પયગમ્બરની માયાળુ મિત્રતા, શરાફતભરી ઉદારતા, નિડર શુરવીરતા અને આશાથી ભરપુર ઝિંદગી દરેક પ્રકારની ટીકાથી પુર છે, અને કોઇ પણ માણસને વખાણ કરવા માટે લાચાર બનાવી મુકે છે. તેમની કાર્યશક્તિ વિલક્ષણ હતી. આ એજ વિલક્ષણ કાર્યશક્તિ હતી જે દુનિયાવી જીવનની સફળતા માટે આવશ્યક છે અને જે માનવજીવનને અધોગતિ તરફ ધસડાતું બચાવે છે. પ્રખર કાર્યશક્તિ તુચ્છ ગણાય છે, કારણ કે તે ઘણે ભાગે સ્વાર્થથી ભરપુર બની જાય છે અને એ રીતે એક બીન રસાળ ભૂમિમાં પડીને કાંઇ શુભ પરિણામ નિપજાવી શકતી નથી. પરંતુ હઝરત મુહમ્મદ (સલ.) ની બાબત એથી તદન જુદા પ્રકારની છે. તેમનામાં પ્રખર કાર્યશક્તિ હતી અને જગતને જગાડવા માટે એવી પ્રખર કાર્યશક્તિનીજ ખાસ ઝુરૂરત પણ હતી. એમની કાર્યશક્તિ ઉચ્ચતમ આદર્શ માટે હતી. તે અનાદિ અનંત

ખુદાના પયગમ્બર હતા અને જીવનના અંતિમ કાળ સુધી તેમણે પોતાના એ સ્થાનને ભુલાવ્યો નથી. એમનો પયગામ એમના જીવનનો સાર હતો. તેઓ આ પયગામ પોતાની કોમને સંભળાવતા હતા અને એવી ખુબીથી સંભળાવતા હતા કે, એમને પોતાના હોદ્દા અને પોતાની મહત્તાનું જ્ઞાન હતું એમ તરી આવતું હતું. એની સાથેજ એક પ્રકારની અત્યંત અસરકારક નમ્રતા પણ તેમનામાં હતી જેનું મૂળ એ માન્યતામાં હતું કે મનુષ્ય એક અત્યંત નિર્બળ વ્યક્તિ છે,

અરબ ઈતિહાસકારો અત્યંત ગર્વ અને પ્રેમ સહિત તે બધા શારીરિક અને દિમાગી ખુબીયોનું વર્ણન કરે છે, જે મુહમ્મદ (સલ.) ઇબ્ને અબ્દુલ્લાહમાં હતી. મ્હોટી વયના માણસો પ્રત્યે સભ્યતા અને સન્માનનું વર્તન, ગરીબો પ્રત્યે સદ્‌ભાવ અને લાગણી અને અભિમાનીયોથી બેદરકાર રહેવાને કારણે તેઓ સર્વ સાધારણ માણસોના સન્માન અને પ્રશંસાને પાત્ર બન્યા હતા. તેમનામાં સત્તા ચલાવવાની અને લોકોને કાર્યમાં ઝુકાવી તેમનામાં ઉત્સાહ પ્રેરવાની સરખી શક્તિ હતી. મિત્ર અને પિતા તરીકે તેમણે મનુષ્ય લાગણીયોનો એક સુંદર નમુનો રજુ કર્યો છે. પરંતુ અંતર લાગણીયોની એવી નરમાશ અને કોમળતા તથા ખાનગી અને ગૃહજીવનની ફરજો બજાવવા સાથે તેમણે પોતાની પયગમ્બરીના શ્રેષ્ઠ ઈલકાબને તેના સ્થાનથી નીચે પડવા ન દીધો. ઇસ્લામી ઇતિહાસકારો લખે છે કે, ખુદાએ તેમને ઝમીનના ખઝાનાઓની કુંચીયો આપી, પરંતુ આપે તે ન સ્વીકારી.

એક ખ્રિસ્તી ઇતિહાસકાર રેવરંડ બૉસ્વર્થ સ્મિથ લખે છે:—
"સંજોગવશાત્ આ બીના ઇતિહાસમાં અજોડ છે. મુહમ્મદે (સલ.) એકજ સમયે ત્રણ વસ્તુઓનું બીજારોપણ કર્યું છે, સમાજ (કોમ) નું, રાજ્યનું અને મઝહબનું અને એક એવા માણસ હોઇને જેને લખતાં વાંચતાં આવડતું ન હતું, તેમણે જગતને એક એવું પુસ્તક આપ્યું છે, જે એકજ સમયે કાવ્ય પણ છે, કાયદો પણ છે. પ્રાર્થના ( દુઆ ) નું પુસ્તક પણ છે અને ભવિષ્ય વાણીઓનો પવિત્ર ગ્રંથ પણ છે અને આજદિન સુધી સમસ્ત માનવજાતિનો ૧/૬ ( છઠો ) ભાગ એની વાકયરચના, એની સત્યતા અને બુદ્ધિગમ્યતાને એક ચમત્કાર રૂપ માને છે. ઇસ્લામના પયગમ્બરે એજ એક ચમત્કારનો દાવો રજુ કર્યો હતો, એને નિત્ય કાયમ રહેનાર ચમત્કાર ઠેરવ્યો હતો અને ખચિત્ તે એક ચમત્કારજ છે."

યુરોપિયન ઇતિહાસકારોએ પયગમ્બરે ઇસ્લામના જીવનના અનેક પ્રસંગોને મારી મચડીને હલકા પ્રકારના હેતુઓ સાથે સંબંધિત કર્યાં છે અને મી. લેનપોલના શબ્દોમાં કહીયે તો થોડાક બનાવોને લઇને એવી સંગીન તહોમતો લગાડી છે, જે વાદવિવાદ વિના કે તેનું સ્પષ્ટિકરણ કર્યા વિના દૂર થઇ શકે તેમ નથી. હુઝૂર (સલ.) ઉપર નિર્દયતા, મનોવિકાર, અસત્યતા અને રક્તપિપાસા—ખૂનરેઝી ક્રૂરતાના આરોપ મૂકાયા છે ( નઊઝુ બિલ્લાહિ મિન ઝાલિક ); પરંતુ તે ( મી. લેનપોલ ) કહે છે. " નિર્દયતા અને ખૂનરેઝીનો આરોપ ધ્યાન આપવા જેવો છેજ નહીં. બદરના યુદ્ધ કેદીયો પ્રત્યેનું ઉદાર વર્તન, મદીનામાંના દુશ્મનો સાથે પ્રેમ અને દુરદશી-

પણાનું વર્તન, અબોલ જાનવરો સુદ્ધાં તરફ લાગણી અને સૌથી વધુ એ કે, મક્કા મોઅઝ્ઝમામાં એમનું વિજેતા તરીકે છતાં શાંતિપુર્વક દાખલ થવું અને તે વેળા પોતાના જીવલેણ કટ્ટર શત્રુઓ સુદ્ધાંને મઆફી બક્ષવી જેમણે લાગલાગટ અઢાર વર્ષ સુધી આપના પ્રત્યે ઝુલ્મ અને તુચ્છકારનું વર્તન ચલાવ્યું હતું અને છેવટે ખુલ્લે ખુલ્લું યુદ્ધ સુદ્ધાં પોકાર્યું હતું. આ વસ્તુ એ બાબતનો સજજડ પુરાવો છે કે, પયગમ્બરે ઇસ્લામની પ્રકૃતિ નિર્દયતાના અંશ માત્રથી પણ પાક હતી."

હું મી. લેનપોલના લખાણની સાબિતીમાં હુઝૂર (સલ૦) ના પવિત્ર યુદ્ધો વિષે એક બે શબ્દ કહેવા માગું છું. મુસલમાનો તેર વર્ષ સુધી મક્કાવાળાઓના અત્યાચારો તળે કચડાતા રહ્યા અને છેવટે મક્કેથી અઢીસો માઇલ્સ્ છેટે મદીને જઇને વસ્યા; પરંતુ શત્રુઓએ ત્યાં પણ તેમની પુંઠ પકડી અને એક વર્ષમાં તો ત્યાં પણ તેમની ઉપર હુમલો કર્યો. એ પ્રસંગે પ્રથમ ત્રણ યુદ્ધ જે સ્થળે થયાં એજ બતાવી આપે છે કે, પયગમ્બરે ઇસ્લામની શી સ્થિતિ હતી, તેઓ હુમ્લો કરનાર હતા કે હુમ્લો અટકાવનાર હતા. પહેલી લડાઇ બદર મુકામે થઇ હતી જે મક્કાથી ૨૨૦ માઇલ્સ અને મદીનાથી ૩૦ માઇલ્સ છેટે છે. બીજી લડાઇ ઓહદ મુકામે થઈ જે મદીનાથી બાર ગાઉ છેટે છે, ત્રીજી લડાઇ મદીનાના દ્વાર ઉપર થઇ હતી અને મક્કાવાળાઓએ મદીનાને ઘેરી લીધું હતું. શું આ ઉપરથી સાબિત થતું નથી કે પયગમ્બરે

ઇસ્લામ (સલ૦) માત્ર આત્મરક્ષા માટે હુમ્લો અટકાવવાને ઉભા થયા હતા? એ લડાઇઓનું પરિણામ એ આવ્યું કે, દેશ આખામાં યુદ્ધકાળ પ્રવર્તવા લાગ્યો, ઉભય પક્ષો તરફથી હુમ્લો અટકાવવા તેમજ હુમલો કરવા અર્થે જંગ જામ્યાં; એટલે સુધી કે, હુઝૂર (સલ૦) ને વિજય પ્રાપ્ત થયો અને વિજેતા તરીકે મક્કામાં એમણે પ્રવેશ કર્યો. ત્યાં તેમણે લોહી રેડયા વિના ફતેહ મેળવી અને પોતાના દસ હઝાર કટ્ટર લોહી તરસ્યા શત્રુઓને (જેઓ સાવ નિર્દય અને ઘાતકી હતા) મઆફી બક્ષી ઉદારતાનો એક જ્વલંત નમુનો સ્થાપિત્ કર્યો અને એ બદલ જગત્ આખાએ તેમને વખાણ્યા.

એજ કાળનો એક બીજો એવોજ મહાન પ્રસંગ છે. જ્યારે આખું અરબસ્તાન એમના વિજયી ચરણો તળે હતું તે કાળે નજરાનના ખ્રિસ્તીયોનું એક પ્રતિનિધિ મંડળ તેમના એક પાદરીની આગેવાની હેઠળ પોતાને માટે કેટલીક છુટછાટ માંગવા આવ્યું. આપે તેમને પરાણે મુસલમાન બનાવવાનો પ્રયાસ ન કરતાં ઉલ્ટું તેમને નીચે પ્રમાણે કેટલાક હકો આપ્યા.

"આ લોકોની માન્યતાઓ અને રસમ રીવાજોમાં કાંઇ દખલગીરી કરવામાં નહીં આવે, તેમના હકોમાં કાંઇપણ ફેરફાર કરવામાં નહીં આવે, કોઇપણ પાદરીને તેના હોદ્દા પરથી દુર કરવામાં નહીં આવે અને તેમને પહેલાંથીજ જે ન્હાની મ્હોટી બાબતોમાં છુટછાટ મળેલી છે તે જેવીને તેવી કાયમ રહેશે. કોઈ મૂર્તિ કે સલીબ (ક્રોસ) નો નાશ કરવામા

નહીં આવે. તેમની પાસેથી દસોંદ વસુલ કરવામાં નહીં આવે, તેમની પાસેથી લશ્કરને માટે રસદ લેવામાં નહીં આવે."

આ છે તે ઉત્તમ નમુનો જે તેમણે પોતાના તાબાના ખ્રિસ્તીયો સાથે વર્તી બતાવ્યો અને હઝરત અબૂબક્ર (રદી૦), હ૦ ઉમર (રદી૦), હ૦ ઉસ્માન (રદી૦) અને હ૦ અલી (રદી૦) ( એ જેઓ એમના જાનશીન હતા ) એ પ્રમાણેજ પોતાનું વર્તન રાખ્યું અને તે પછી જ્યાં પણ ઈસ્લામી રાજ્ય ગયું ત્યાં મુસલમાન બાદશાહોએ આ સિદ્ધાંત ઉપરજ અમલ કર્યું.

આ કાર્યપદ્ધતિ દીર્ઘદર્શિતા, દયાળુતા માયાળુતા અને સૌજન્યતાને પ્રગટ કરે છે જે ઇસ્લામે સમસ્ત માનવસમાજ માટે ઉપદેશ્યાં છે અને જે પ્રમાણે વર્તવાનું ઇસ્લામના પયગમ્બરે (સલ૦) પોતાના અનુયાયીને માથે ફર્જ ઠેરવ્યું છે. આ કાર્યપદ્ધતિજ એ વાતની દલીલ છે કે, મુસલમાનોએ પોતાના જીવનમાં "દીનના કામમાં સખ્તાઇને સ્થાન નથી" ના કુર્આની સિદ્ધાંત ઉપર કેટલી સફળતાપૂર્વક અમલ કર્યો છે.

---

# ભાષણની પૂર્તિ.

---

( લેખકઃ—મૌલાના કરેશી સાહબ, પદ્રી. જી. લાહોર ).

છાપાકળા અને વર્તમાનપત્રો, ટપાલ વ્યવહાર અને મુસાફરીના નવીન સાધનો તથા શોધોએ દુનિયાના દૂરદૂર

ખૂણે વસનારા મનુષ્યો વચ્ચે માંહોમાંહે એટલો બધો સંબંધ બાંધી મૂક્યો છે કે, તેઓ એકજ કુટુંબના સભ્યો માલમ પડે છે. થોડાક વર્ષો પૂર્વે જે કોમો અને દેશોને અમે પોતાનાથી તદ્દન જુદાં ગણતા હતા, તેમની કેળવણી, તેમનો વહેપાર, તેમના હુન્નર ઉદ્યોગ અને તેમની ખેતીવાડીની બાબતો હવે આપણી પોતાની અને સ્થાનિક બાબતો સમાન થઇ પડી હોય એમ જણાવા લાગે છે. આવા કાળમાં મનુષ્ય માત્રના અનંત આનંદ ઉલ્લાસ અને ઉન્નતિનો આધાર એની ઉપર રહેલો છે કે, જગતની સર્વ કોમોમાં એવી પરસ્પર શુભ લાગણી અને સદ્ભાવ જન્મવા પામે જેથી તેઓ સારા કુટુંબના સભ્યો અથવા એક ઉન્નતિ પામી ચુકેલા નગરના નાગરિકો રૂપે બની જાય.

પરંતુ વસ્તુસ્થિતિ એથી જુદા પ્રકારની છે. સમય અને અંતરને આધારે અમારા શરીરો એક બીજાથી જેટલા પાસે થવા પામ્યા છે, તેટલાજ પ્રમાણમાં હેતુઓ અને લાભોને આધારે અમારા આત્માઓ અને અંતઃકરણો વચ્ચે ભેદભાવ અને અંતર વધ્યાં છે, અને હવે મનુષ્યને માટે એક એવા આત્મિક સાયન્સની ખાસ આવશ્યક્તા છે જે જગતની ભિન્ન ભિન્ન કોમોના અંતઃકરણોમાં એમના શરીરોની પેઠે એક સાચો સંબંધ ઉત્પન્ન કરી દે. અથવા એમ કહો કે, હવે માનવજીવન માટે અગત્યનો પ્રશ્ન એ છે કે, જગતની સર્વ પ્રજાઓમાં એવી આત્મિક એકતા ઉત્પન્ન થઇ જાય, જે મનુષ્યોના શત્રુવટથી ભરપુર અને અને લડી મરનારા ટોળાઓને એક ખરેખરા ભાઇચારામાં ફેરવી નાંખે.

ઇસ્લામની પૂર્વે જગતની ભિન્ન ભિન્ન પ્રજાઓનો સંબંધ કેવા પ્રકારનો હતો? કોઇને પણ એનું ભાન હતું નહીં કે, જગત્‌ની સર્વ પ્રજાઓ એકંદરે જોતાં એકજ વસ્તુ છે. કુટુંબ, રંગ, વંશ, દેશીયતા, સત્તા, શિક્ષણ અને ધર્મ એમાંની દરેક વસ્તુ એક કોમને બીજી કોમથી જુદી પાડતી હતી. યહુદી અને ખ્રિસ્તી એક ટેબલ પર બેસીને જમી શકતા ન હતા, શુદ્ર બ્રાહ્મણની ગુલામી માટેજ જન્મ્યો હતો, અજમી (બીન અરબ) અરબોને અને અરબો અજમી લોકોને તુચ્છ નાચીઝ ગણતા હતા, ખ્રિસ્તી કોમ પોતા સિવાય બીજી કોઈ કોમજ જગત્‌માં નથી એમ માનતી હતી, આર્ય લોકો પોતાના કરોડો સ્વદેશવાસિયો વિષે એવી માન્યતા ધરાવતા હતા કે, તેમને અડકી જવાથી મનુષ્ય અપવિત્ર થઇ જાય છે. દુનિયાની મ્હોટી મ્હોટી કોમો પોતાનાજ દેશ, વંશ અને ધર્મને પવિત્ર માનતી હતી અને બીજી કોમો સાથે લડતી હતી. પાદરીયો અને સન્યાસીયોની ઇચ્છા એજ કાયદો ગણાતો હતો અને શુદ્રના કાનમાં વેદમંત્રનો ધ્વનિ-અવાઝ-અનાયાસે પહોંચી જાય એ પણ બ્રાહ્મણને પસંદ ન હતું.

ચાલુ ઝમાનામાં માનવબુદ્ધિનો સૌથી ભારે પ્રયાસ એ છે કે, જગત્‌ની જુદી જુદી જાતિયોને એકત્ર કરી તેમને ભાઇચારાની ગાંઠથી જોડવામાં આવે તનઝીમ (સંગઠન)ના ઝંડાધારીયો કોઇ ઠેકાણે રંગ અને ભાષાને આધારે જગત્‌ની જાતિયોને એકત્ર કરવા માગે છે, કયાંક જાતિ અને વંશને

નામે અને કયાંક વળી રાજ્ય અને દેશને માટે એકતા સાધવાનો પ્રયાસ કરી રહ્યા છે; પરંતુ એવી સર્વ વ્યાપી એકતા સ્થપાવાને બદલે દરેક ઠેકાણે દેશો, કોમો, વંશો, ભાષાઓ, સલતનતો અને રંગો વચ્ચે યુદ્ધ જામતાં જાય છે. પ્રજાપરિષદ (લીગઑફ નેશન્સ) ની સ્થાપનાનો હેતુ એવી સમાનભાવના કેળવવાનો હતો જે વડે અમે બીજી કોમો અને બીજા દેશોના માણસોને જાણી શકીયે. પરંતુ અંતઃકરણની એકતા ન હોવાને લીધે એમાં પણ તાકતવાળા અશક્તોને ગળી જવાના લાગ શોધી રહ્યા છે. કેટલાક માણસો એવા પરિણામ ઉપર આવ્યા છે કે, દેશ, વંશ અને ભાષા જેવી પ્રત્યક્ષ બાબતો સમસ્ત માનવજાતિનો ભાઇચારો સાધી શક્તી નથી એટલે તેમણે કેટલાક જુદા "વિચારો" ઉત્પન્ન કરીને માનવતા, મજુરવાદ, સોશિયલીઝમ અને બૉલ્શેવીઝમને નામે જગતની પ્રજાઓનું સંગઠન કરવા માંડયું છે. છતાં એથી પણ ચાલુ સમાજ-વ્યવસ્થાના એક અંગને બીજા અંગ પ્રત્યે વેરભાવ અને તિરસ્કાર ઉત્પન્ન થતું જણાઇ આવે છે, બીજું કાંઇજ નહીં.

હઝરત મુહમ્મદ (સલ૦) ની પૂર્વે જેટલા નબીયો પયગમ્બરો આ જગતમાં થયા તે બધા માનવ ભાઇચારાનો ઉપદેશ દેનારા હતા, પરંતુ તેઓ અમુક અમુક કોમો માટે અને અમુક કાળ માટે ઉપદેશક નીમાયલા હોવાથી તેઓ આખા જગતની માનવજાતિમાં ભાઈચારો ઉત્પન્ન કરી ન શકયા. હઝરત ઇસા (અલ૦) ઉન્નતિગામી જગતના પયગમ્બર

હતા, પરંતુ તેમનું ઉપદેશ-વર્તુલ પણ અમુક હદ સુધીનુંજ હોવાથી, જેમકે તેમણે પોતે કહ્યું હતું "હું માત્ર બની ઇસ્રાઇલ (ઈસ્રાઇલ વંશ) ના ખોવાયલા મેંઢાઓને માટે મોકલવામાં આવ્યો છું." તેમણે સમસ્ત માનવજાતિનો ભાઈચારો ઘડી શકે એવો કોઇ સંચો રજુ ન કર્યો, જેમાં જુદી જુદી કોમોના માણસો ભળીને ખરા અર્થમાં એક એકત્ર જાતિ રૂપ બની શકત; બલ્કે અત્યાર સુધી પણ આ જગત્ એકત્ર ખ્રિસ્તી સમાજ મેળવી શક્યું નથી. ખ્રિસ્તી જગત્ જે વસ્તુનું નામ છે, તે જુદી જુદી કોમો છે અને જુદી જુદી કોમી અને દેશી સલ્તનતો છે. એ સલતનતો કોમી અને દેશી યુદ્ધોમાંથી મુક્ત થવા માંગે છે અને અત્યંત વ્યાકુળતા સાથે એકત્ર (યૂરોપી) જાતિ ઘડવા મથે છે; પરંતુ તેમને કોઇ માર્ગ જડતો નથી.

## ઈસ્લામ અને કોમોનું સંગઠન.

હઝરત મહમ્મદ (સલ.) આ જગત્‌ના સૌથી છેવટના આલમગીર પયમમ્બર અને સર્વ કોમોના રસૂલ છે. માનવિનો સામાજીક ધર્મ ઈસ્લામ છે અને જગત્‌ની સર્વ કોમોનું એકત્ર બંધારણ ઇસ્લામ છે. આ દાવાની સત્યતાની સૌથી મ્હોટી સાબિતી ઇસ્લામની પોતાની વ્યવસ્થા અને હ. મુહમ્મદ (સલ.)ના પવિત્ર જીવનના તે પ્રસંગો છે જે એક જીવંત તથા પ્રકટ કાર્ય રૂપે જગત્‌ની સ્હામે મુકાયલા છે.

જુવો, બીન ઈસ્લામી જગત્ સૈકાંઓ થયાં માનવસમાજના ન્હાના ન્હાના ટોળાઓને સંગઠિત કરી તેમને એક

જાતિ બનાવવા મથે છે, પરંતુ નિષ્ફળતા પામે છે. પરતું ઇસ્લામ ? એણે કરોડો માણસોને પોતાના ખોળામાં લીધા અને વંશ તથા લોહીનો ભેદભાવ, દેશ અને સ્થળનો તફાવત ધનિકતા અને નિર્ધનતાની ભિન્નતા, વિજેતા અને પરાજિત-નો ફેરક તથા ભાષાઓ અને રંગનો ભેદ હોવા છતાં તેમને એક કોમ બનાવી દીધા. એના (ઇસ્લામના) ખોળામાં સર્વ દેશો અને કોમોના આગેવાનો તથા સર્વ જાતિયો અને ધર્મોના અનુયાયીઓ ટોળાબંધ આવ્યા અને એક થઈ ગયા. વર્કા બિન નોફિલ (ખ્રિસ્તી) ઉસ્માન બિન તલ્હા, (ઇબ્રાહીમી), અબ્દુલ્લાહ બિન સલામ (યહૂદી), બિલાલ હબ્શી, સહીબ રૂમી, સલમાન પારસી, અદાસ નેનવાઇ, જાતિ, દેશ અને ધર્મના ભિન્નભાવ સાથે આવ્યા અને રણપ્રદેશ અરબસ્તાનના બદદૂઓમાં ભળીને ઇસ્લામી કોમમાં એવા મિશ્ર થઇ ગયા કે, જીવનપર્યંત તેમના એ ભેદભાવોએ કોમી એકતા ઉપર (ખોટી) અસર ન નાંખી. હિંદના જૈનો, હિંદુઓ, અસ્પૃશ્યો અને બ્રાહ્મણોમાં હજારો વર્ષ સુધી સાથે રહેવા છતાં ખરો કોમી આત્મા ઉત્પન્ન ન થઈ શકયો; પરંતુ એ કોમોનાજ માણસો જ્યારે મુસલમાન થઇ જાય છે, ત્યારે નાત ઝાતની ભિન્નતા અને સ્પર્શાસ્પર્શના ભેદભાવને તોડી પાડી એક કોમ બની જાય છે. અરબ, ઇરાન, અફ-ગાનિસ્તાન, મિસર દરેક ઠેકાણે એજ સ્થિતિ છે. ઇસ્લામ જે દેશમાં ગયો, ત્યાં તેણે વંશ, ભાષા અને દેશને આધારે ઘડાયલી કોમીયતને દબાવી દઇ પોતાની નવી એક કોમી-

**યતા જન્માવી છે. એથી પણ વધુ એકે, મુસલમાનો આજે દુનિયાના ખુણે ખુણે વસેલા છે, એક બીજાની સ્થિતિથી અજાણ છે, તેમની વચ્ચે બીજા કોઇ પ્રકારનો જાહેર સબંધ નથી; છતાં તેમનામાં દરેક ઠેકાણે ઐકયનો આત્મા નજરે પડે છે જે એક કોમના માણસોમાં જોવામાં આવે છે અને આ એક એવી સ્પષ્ટ-ઝાહિર-બીના છે, જેની ના પાડવાની કોઇપણ જાણકાર માણસ હીંમત કરી શકે તેમ નથી.**

**પ્રોફેસર હુરગ્રોન્જે " ધી મુસ્લિમ વર્લ્ડ ઑફ ટુડે " માં લખે છે:—**

" મુહમ્મદ ( સલ૦ ) કોઇ નવા ધર્મના સ્થાપક ન હતા અને ખ્રિસ્તી ધર્મે જો કે ઇસ્લામ પહેલાંજ ગ્રીકો યહુદીયો, જંગલીયો, સીથીયનો, ગુલામ અને આઝાદનો ભેદભાવ મિટાવી દીધો હતો; પરંતુ ઇસ્લામના પયગમ્બરે સર્વ કોમોની એકતાનું જે વૃક્ષ ઉછેર્યું તેણે ભિન્ન ભિન્ન કોમો વચ્ચેની એકતા અને માનવસમાજના ભાઈ-ચારાને એવા વિશાળ પાયા ઉપર કાયમ કર્યાં જેથી બીજી કોમોએ શરમાવવું જોઇએ. આજે ગોરા ખ્રિસ્તીયોના દેવળોમાં કાળા ખ્રિસ્તીયોને પેસવાની પણ મનાઇ છે. એક ખ્રિસ્તી મિશનરીનો એટલા માટે બૉયકોટ કરવામાં આવે છે કે, તે એક હબશી ( સીધી ) બૈરી સાથે પરણે છે. લોકોને જીવતા બાળવામાં આવે છે અને આવા પ્રકારની અસંખ્ય વસ્તુઓ છે જે મુસલમાનો તરફથી ખ્રિસ્તીયો માથે થોપાય છે અને એ વડે ખ્રિસ્તી સોસાયટીની અવનત દશા વિષે દલીલ રજુ કરાય છે. સત્ય તો એ છે કે, સર્વ કોમોને એકત્ર કરવાના વિચાર તરફ મુસલમાનો જે પ્રકારે ઢળ્યા છે એવો નમુનો બીજી કોમો રજુ કરી શક્તી નથી. "

**મી. એચ. જી. વેલ્સ. "આઉટલાઇન ઑફ હિસ્ટરી" માં લખે છે:—**

"ઇસ્લામે ખુદાની નઝરમાં સર્વ મનુષ્યો સરખા છે અને મુસલમાનો રંગ, વંશ અને દર્જાના ભેદભાવ વિના માંહોમાંહે ભાઇ ભાઇ છે એ વસ્તુ ઉપર ઘણો ભાર મુકયો છે અને એજ સિદ્ધાંત ઇસ્લામની શક્તિનું મૂળ છે."

મી. રીનાનનું આ વચન કેટલું બધું મહત્વપૂર્ણ છે કે:—"ઇસ્લામ બુદ્ધિને આશ્ચર્ય પમાડનાર અને તનમનાટ ઉત્પન્ન કરી મુકનાર શક્તિ છે જે શબ્દશાસ્ત્ર, વંશ, દેશ, સ્વભાવ અને પ્રકૃતિના ભેદભાવ છતાં પોતાના અનુયાયીઓને એક બનાવી દે છે" (જુવો સ્ટાડર્ડ, ધી ન્યુ વર્લ્ડ ઑફ ઇસ્લામ વીગેરે.)

**ઉપરના ઉતારાઓથી સારી પેઠે સાબિત થઇ ગયું કે, ઇસ્લામી બંધારણજ એક એવું બંધારણ છે જે જુદી જુદી કોમોને એક એકત્ર કોમ રૂપે ઘડવામાં સર્વોત્તમ મશીન સાબિત થયું છે. અને મુસલમાન કોમજ એક એવી કોમ છે, જે આ જગતમાં માનવ-બંધુત્વ અને એકત્ર કોમના સર્વોત્તમ નમુના રૂપ ઠેરવી શકાય છે.**

## ઇસ્લામી ભાઈચારાનું બંધારણ

**ઇસ્લામના સર્વ અંગો બધી કોમોને જોડનાર છે અને તેના ફરમાનો તથા માન્યતાઓમાં એક એવી વિલક્ષણ સર્વવ્યાપક અસર છે જે ડગલે ને પગલે જગતની કોમો માટે એકત્ર ભાઇચારાનો પેગામ બની જાય છે.**

"ઇસ્લામનો ખુદા રબ્બુલ આલમીન—જગતની સર્વ કોમોનો પાલનહાર."

"ઇસ્લામનો રસુલ રહમતુલ-લિલ-આલમીન અર્થાત દુનિયાની સર્વ કોમો માટે રેહમત-કૃપા."

---

**"ઇસ્લામનો ધર્મગ્રંથ ઝિક્રા લિલ-આલમીન અર્થાત્ જગતની સર્વ કોમો માટે ઉપદેશ." "ઇસ્લામનું વતન ભૂમિનો કોઇ ખાસ અમુક ભાગ નહીં. બલ્કે આ સમસ્ત સૃષ્ટિ:"—**

**મુસ્લિમ હેં હમ વતન હૈ સારા જહાં હમારા.**

ઈસ્લામ તરફ જગતની કોમોનુ આકર્ષાવું કાંઇ સાધારણ સંજોગવશાત્ નથી, બલ્કે એ ઇસ્લામની સ્વભાવિક વિશાળતા અને આકર્ષણ શકિતનું પરિણામ છે. ઇસ્લામના ભાઇચારના સિદ્ધાંતમાં આ હયરત પમાડનાર શકિત છે કે, તે બીજાઓને પોતા તરફ આકર્ષે છે અને પળ હમેશાને માટે પોતાના બનાવી લે છે. કુર્આને પાકમાં સેંકડો આયતો એવી છે જેમનું મનન કરવાથી એક માણસ તરતજ જાણી લે છે કે ઈસ્લામના ભાઇચારેનો સિદ્ધાંત નીચેની બાબતો પોતામાં ધરાવે છે:—

(૧) સમસ્ત માનવ જગત્ એક જાતિ છે. બધા મનુષ્યો એકજ પ્રકારની ફિતરત ઉપર જન્મ્યાછે, આખુ જગત્ એકજ કાનુનને તાબે છે અને ભૂમિ તથા આકાશમાં જે

કાંઇ બન્યું છે તે બધું મનુષ્યની સેવા અને ફાયદા માટે છે. મનુષ્યના ઉદ્ધારનો ભેદ એ છે કે, તે અલ્લાહના કાનૂનને વશ રહે. તાબેદારી અને નાફરમાનીનો બદલો ભોગવવામાં સૌ માણસો સરખા છે.

(૨) માનવિયોના ભેદભાવનો એક રંગ, વંશ, ભાષા વગયરા એતો કુદરતી બાબતો છે. આ ભિન્નતા તો ખુદાની કુદરતનાં ચિન્હ છે. જાતિયો, કુટુંબો એતો એકબીજાને માત્ર ઓળખવા માટે છે; અલ્લાહની આગળ મનુષ્યનું વડપણ માત્ર તેના પવિત્ર આચરણોને આધારે અંકાય છે.

(૩) દુનિયાની દરેક કોમોમાં ખુદાના પયગમ્બર આવ્યા એ બધા નબીયો એકજ જમાતના મેમ્બરો અને હિદાયત–ઉપદેશના સિલસિલાની જુદી જુદી કડીયો સમાન હતા અને તે બધા મુખ્ય સિદ્ધાંતોને આધારે એકજ પ્રકારનું શિક્ષણ જગતને આપી ગયા છે.

(૪) પૂર્વે થઈ ગયેલા બધા પયગમ્બરો અને તેમના પુસ્તકોનું સન્માન કરવું અને તે સત્ય હતા એવું ઈમાન લાવવું આવશ્યક છે.

(૫) બધા ધર્મના ઉપાસનાલયો (ઇબાદતખાના) નું સન્માન જાળવવું અને તેમનું રક્ષણ કરવું અને તેમાં બધી કોમોને આઝાદી સાથે ખુદાની ઉપાસના કરવાનો હક આપવો.

(૬) એ સર્વ કોમો જેમનો આધાર નેકી અને પવિત્રતા પર છે તેમાં સૌ મનુષ્યોએ એક બીજાને મદદ કરવી.

(૭) લોકસેવાએ જીવનનું સર્વોત્તમ કાર્ય છે. (જે વિષે હદીસ શરીફમાં કહ્યું છે કે, સકળ સૃષ્ટિ ખુદાના વંશ રૂપ છે. ખુદાની દ્રષ્ટીએ ઉત્તમ પુરૂષ એજ છે જે તેની સાથે ઉત્તમ વર્તન રાખે.)

(૮) ભિક્ષુ, નિર્ધન-નિરાધાર, મુસાફર અને કરજદારના ઉદ્ધાર માટે અને ગુલામોને આઝાદ બનાવવા માટે દરેક મુસલમાને દરવર્ષે પોતાની વૃદ્ધિ કરનારી ધન દોલતનો ચાલીસમો ભાગ ખર્ચ કરવો.

## ઇસ્લામી ભાઇચારાનું અવલોકન.

આ છે ઇસ્લામી ભાઇચારાનું બંધારણ હવે લગાર તમે વિચાર કરો કે જે કોમ ખુદાની રબૂબીયત (પોષણ કરવાનો ગુણ), રસૂલની રહમત-કૃપા અને કુર્આનના ઉપદેશમાં જગત્‌ની સર્વ કોમોને સમાનભાગી ગણુતી હોય, સર્વ આદમપુત્રોને પોતાના દેશબંધુઓ તરીકે ચાહતી હોય, કુર્આનના હેતુ પ્રમાણે સમસ્ત માનવસમાજના ભાઇચારા અને સમાનતાને સ્વિકારતી હોય, કોમો વચ્ચેની ભિન્નતાને ઇશ્વરી રવાદારી અને સર્વ વ્યાપક બંધુત્વ ભાવથી જોતી હોય, બધા પયગમ્બરો, બધા ધર્મગ્રંથો અને બધા ધર્મોના ઉપાસનાલયોના સન્માનને પોતાના ઇમાનનું અંગ ગણુતી હોય; દરેક નેકીમાં બીજાઓને મદદ કરવા માટે કટિબદ્ધ હોય અને આ બધા સિદ્ધાંતો તેના જીવનહેતુ હોય, તેના બંધારણના અંગ હોય અને તેના નિત્યકર્મ રૂપે હોય, તો પછી કઇ કોમ તેના પ્રેમના દાયરા (વર્તુળ) માંથી જુદા પડવાની

કીંમત કરી શકે? ઘણા માણસો ઇસ્લામના પ્રચારે અને વિજયોની પરંપરા વિષે આશ્ચર્યચકિત થાય છે તેમણે જાણવું જોઇએ કે, જે કોમની દિમાગી અને આત્મિક વિશાળતાની આ સ્થિતિ હોય તે જો અડધા સેકામાં અડધી દુનિયા ઉપર વ્યાપી ગઇ તો તેમાં નવાઇ જેવું શું છે?

ઇસ્લામના ભાઇચારાનું બંધારણ એજ એની વિશાળતા અને પસંદગીનો પુરાવો છે. બીજા ધર્મોએ એમજ પ્રતિપાદન કર્યું છે કે, માત્ર એમના શિવાય બધા ધર્મો અને ધર્માચાર્યો ખોટા છે, અથવા ધ્યાન આપવા જેવા નથી પરંતુ ઇસ્લામે પોતાનો પાયો જગતના સર્વ પયગમ્બરો, સર્વ ધર્મો અને સર્વ ગ્રંથોમાં રહેલ સત્યને સાચો સાબિત કરવા ઉપર ચણેલો છે. એક યહુદી કહે છે કે હઝરત મૂસા (અલ૦) સિવાયના બધાને પડતા મુકો, પરંતુ એક મુસલમાન કહે છે કે, હઝરત મુહંમદ (સલ૦) સાથે બધા પયગમ્બરોને અને ગ્રંથોને મેળવી દઇ એક થઇ જાય હવે એક મયરતમંદ હિંદુ કે ખ્રિસ્તી કોની વાતને સ્વિકારશે? તે યહુદીની વાતને માન્ય કરશે જે તેના મનમાંથી ઇતિહાસ અને ધર્મના જુના પ્રેમને નિર્મૂળ કરે છે? અથવા એક મુસલમાનની વાત સ્વિકારશે જે આગલા પ્રેમને કાયમ રાખી એક નવો પ્રેમ પણ જન્માવે છે?

વળી ઇસ્લામે પયગમ્બરો કોણ કોણ થયા અને કયાં કયાં થયા એ વસ્તુને પણ સંકોચ સાથે રજુ કરી નથી, તેણે એમ કહ્યું નથી કે, માત્ર કુર્આનમાં જે પયગમ્બરોના નામ આપેલાં છે એજ સાચા નબી છે; બલ્કે તેણે કહી દીધું કે

જગતમાં કોઇપણ કોમ એવી નથી થઇ જેમાં કોઇ પયગમ્બર ન આવ્યો હોય. એક હદીસમાં પયગમ્બરોની સંખ્યા એક લાખ ચાલીસ હઝાર બનાવેલ છે. ઇસ્લામે એ બધાને સાચા મનાવી તેમનું સન્માન ઝરૂરી ઠેરવી પોતાના ઐક્ય-વર્તુલને

સમસ્ત માનવજાતિ સુધી વિસ્તૃત બનાવી દીધું છે અને પોતાની મહત્તા, સત્યપ્રિયતા, બંધુત્વ અને છુટછાટના હાથોને એટલા બધા પહોળા કર્યા છે કે, દુનિયાની બધી કોમો અને બધા ધર્મો તેના ખોળામાં આવી પડયા છે.

ઇસ્લામ માત્ર ધાર્મિક વાડાબંદીનોજ વિરોધી નથી, બલ્કે બીજીપણ જે જે પ્રકારની ભિન્નતા હોય તેનો વિરોધી છે. ઇસ્લામ માત્ર માનવસમાજનેજ નહીં, બલ્કે સમસ્ત સૃષ્ટિને એકજ વસ્તુ તરીકે બનાવે છે અને જણાવે છે કે, એ બધું એક સમાન વ્યાપક હેતુ અર્થે ઉત્પન્ન કરાયું છે અને એ સિદ્ધાંત અનુસારજ તે પોતાના અનુયાયીઓને નેકી તથા પવિત્રતાના કામોમાં એકમેકને મદદ આપવાની આજ્ઞા કરે છે. ઇસ્લામ દીન ( પરલોક-ધર્મ ) અને દુનિયાની ભિન્નતાને મિટાવે છે. ઇસ્લામ સ્ત્રીઓ તથા ગુલામો કે જેમની અધોગતિ માનવસમાજની ઉન્નતિને અવરોધે છે, તેમને સમાન હક આપે છે. ઇસ્લામમાં જન્મે મુસલમાન હોય તેનો અને એક નવો સવો મુસલમાન થાય તેનો દર્જો સમાનજ છે, જો તફાવત કોઇપણ પ્રકારનો હોય તો તે માત્ર સત્કર્મ અને પવિત્રતાનો છે. ઇસ્લામે કોઇને અસ્પૃશ્ય ઠેરવ્યા નથી. ઇસ્લામ કોઇના કુળવંશને માનતો નથી અને કાળા ગોરાનો ભેદ

પણ રાખતો નથી તેમન ભાષા કે કોમનો તફાવત સ્વિકારતો નથી; તે તો કહે છે કે અલ્લાહની નઝરમાં એજ માણસનું માન છે જે વધુ પવિત્ર આચરણવાળો હોય. કુર્આન અનુસાર દયાદાન, કુરબાની કે બીજી થોડીક ક્રીયાઓનું નામ "દીન" નથી; બલ્કે તે ફિતરત અને માનવંતાનું એક અનાદિ અનંત સત્ય છે અને તેની સર્વ આજ્ઞાઓનો હેતુ એ છે કે, ઝુલ્મ ફસાદ, શત્રુવટ અને તિરસ્કારથી જન્મતા બધા ભેદભાવ મટી જઇ સર્વ આદમપુત્રો એકતા અને બંધુત્વના જગત્માં એટલી બધી ઉન્નત સ્થિતિએ પહોંચી જાય કે, જ્યાં ખુદાની વહુદત ( અદ્વૈતતા ) અને મનુષ્યની વહદત (એકતા) સિવાય બીજું કાંઇજ ન હોય

હવે માત્ર બે સવાલ બાકી રહે છે. એક એ કે, જે કોમો મુસલમાન નથી થઇ તેમની સાથે કેવું વર્તન ચલાવવાનુ તેણે શિક્ષણ આપ્યું છે? અને બીજો સવાલ એ કે, તેણે વિશ્વબંધુત્વના શિક્ષણનો પ્રચાર કરવામાં પોતે કેટલું કામ કરી બતાવ્યું છે?

## ખ્રિસ્તીઓ સાથેનો સંબંધ.

સૌથી પ્રથમ અમારે એ બતાવવું જોઇએ ખ્રિસ્તીઓના પયગમ્બરો અને ધર્મગ્રંથો તથા રાજ્યો અને કોમો સાથે ઇસ્લામના પયગમ્બરે (સલ૦) કેવું વર્તન ચલાવ્યું હતું. અમારા ખ્રિસ્તી ભાઇઓના મનમાં હઝરત બીબી મરીયમ (અલ૦) અને હઝરત ઇસા (અલ૦) ના સન્માન અને મહત્તા વિષે જેટલી લાગણીયો અને ઇચ્છાઓ ઉત્પન્ન

થઇ શકે છે તે સર્વ લાગણીયો અને ઇચ્છાઓ ઇસ્લામના પયગમ્બરે (સલ૦) અત્યંત ખૂબી સાથે પૂર્ણ કરી છે. કુર્આને પાકમાં ઠેરઠેર એ ઉભય પવિત્ર વ્યક્તિઓનું વર્ણન આપેલું છે. સૂરએ આલે ઇમરાનમાં છે:-“મરીયમની પાસે અલ્લાહના ફિરિશ્તા આવ્યા અને કહ્યું હે મરીયમ! તને અલ્લાહ પાકે કબુલીયત બખ્શી છે, તને પવિત્ર બનાવી છે, તને સમસ્ત માનવજાતિની સ્ત્રીઓમાં ફઝીલત અર્પી છે. હે મરીયમ! ખુદા તને એક કલિમા (પુત્ર)ની બશારત વધામણી આપે છે જેનું નામ મસીહ (અલ૦) હશે, તે આલોક તથા પરલોકમાં ઇઝ્ઝતદાર થશે, અલ્લાહની પાસે પહોંચનાર માતાના ખોળામાં અને મ્હોટા થયા પછી લોકોને સંબોધશે. તે અલ્લાહને નેક બંદા છે. હઝરત ઈસા (અલ૦) ની મિસાલ હઝરત આદમ (અલ૦) જેવી છે જેને ખુદાએ માટીથી બનાવ્યો હતો; એ ખુદાની સચ્ચાઈ છે. એમાં શંકા ન આણો.” બીજે ઠેકાણે ફરમાવ્યુ “હઝરત ઇસા અલ્લાહના રસૂલ છે અને તેમની માતા સત્યવાદી છે.”

ખ્રિસ્તી રાજા નજ્જાશી સાથે મુસલમાનો સૌથી પ્રથમ હબશની હિજરત વેળા સંબંધમાં આવ્યા. નજ્જાશીએ તેમની સાથે સારૂં વર્તન ચલાવ્યું અને જ્યારે તેની સમક્ષ હઝરત જા'ફર તૈયારે હઝરત મસીહ (અલ૦) વિષેની મુસલમાનોની લાગણીયો રજુ કરી, ત્યારે તે રડી પડયો અને કહેવા લાગ્યો:-“ખુદાના સોગંદ! આ કુર્આન અને ઇન્જીલ (બાયબલ) તો એકજ પ્રકાશના બે કિરણો છે.”

હી. સ. ૭ માં હુઝરત દહ્યા કલ્બી કૈયસરે રૂમ હરકુલ (હરકયુલિસ) પાસે હુઝૂર (સલ૦) નો પત્ર લઇને ગયા, કયસરે ઇસ્લામના વિરોધીયોને દરબારમાં તેડાવીને મુહંમદ અરબી (સલ૦) ની સત્યતા સંબંધી વાદાઘાટ ચલાવી અને છેવટે પોતાનો નિર્ણય ભર દરબારમાં કહી સંભળાવ્યો કેઃ— "એમાં (હુઝરત મુહમ્મદમાં) જે નબીના આગમન વિષેની ભવિષ્યવાણી ભાખવામાં આવી છે તેના બધા ચિન્હો જણાઇ આવે છે. મ્હને આશા છે કે, તે એક દિવસ શામ (સીરીયા) અને બયતુલ મુકદ્દસ (પેલેસ્ટાઇન) નો વારસ થશે."

નજરાનમમાં ખ્રિસ્તીયોનું એક મહામંદિર હતું જેને તેઓ કા'બાના મુકાબલાનું ગણતા હતા. તે મંદિરના વકફની આવક વાર્ષિક બે લાખની હતી. હુઝૂરે (સલ૦) તેમને ઇસ્લામની આમંત્રણ પત્રિકા પાઠવી, ત્યારે ત્યાંના વડા પાદરી (લૉર્ડ બિશપ) અબૂહારિસ પોતાના ધર્મના ૬૦ ધર્મગુરૂઓને લઇને મદીને આવ્યા હુઝૂરે (સલ૦) તે લોકોના ઉતારા માટે મસ્જિદે નબવીમાં વ્યવસ્થા કરી થોડીવારમાં નમાઝનો સમય થયો એટલે હુઝૂરની પરવાનગીથી તે લોકોએ પૂર્વ દિશામાં મોઢું રાખી નમાઝ પઢી. એ લોકો ત્યાં રહ્યા એટલા દિવસમાં સૂરએ આલે ઇમરાનની એંસી આયતો નાઝિલ થઈ હતી, જેમાં મુસલમાનો અને એહલે કિતાબ વચ્ચેના સંબંધને વર્ણવ્યો છે, ઇસ્લામના વિશ્વબંધુત્વને ચર્ચ્યો છે, યહુદીયો તરફથી મુકાતા આરોપનું ખંડન છે, હુઝરત ઈસા તથા હુઝરત મરીયમ (સલ૦) ની મહત્તા અને પવિત્રતાની

સાબિતી છે અને સિદ્ધાંત તરીકે ખ્રિસ્તી ધર્મની સત્યતા કબુલ કર્યા પછી એવો ફોર્મ્યુલા રજુ કર્યો છે જેથી બધા આકાશી ગ્રંથોના અનુયાયીઓ એકત્ર બની એક સમાજ રૂપે બની શકે છે. ઇસ્લામના એ ઐક્યનો પેગામ નીચે પ્રમાણે છે.

"હે એહલેકિતાબ! આવો એક વાત ઉપર આપણે બધા એકત્ર બની જઇયે જે અમારી અને તમારી વચ્ચે સરખી રીતે માન્ય છે અને તે એ કે, ખુદા શિવાય બીજા કોઈની ઉપાસના ન કરીયે, કોઇપણ વસ્તુને ખુદાને ભાગીયો ન ઠેરવીયે અને પોતાના જેવા મનુષ્યોને ખુદાના દરજ્જે ન પહોંચાડી દઇયે." ( સૂરએ આલે ઇમરાન )

અકીદએ તવહીદ ( અદ્વૈતવાદ ) ઇસ્લામના ભાઇચારાના વર્તુલનું મધ્યબિંદુ છે. આ નિઃસ્વાર્થ અને અનંત સંબંધની સરખામણી દેશ, વંશ, ભાષા અને સલતનતના ભંગુર તથા શત્રુવટ ભરેલા સંબંધો સાથે કરી જુવો કે, આખું જગત કોની છાયામાં હંમેશાનું રક્ષણ મેળવી શકે છે?

થોડાક દિવસની મુલાકાતની એ વડાપાદરી ઉપર એટલી બધી ઉંડી અસર થઈ કે, તેણે પોતાનો ફેસલો કરવાનું હઝરત મુહમ્મદ (સલ.) ની મરઝી ઉપર મુકયું. એ વેળા ઇસ્લામના પયગમ્બરે (સલ૦) નજરાનના ખ્રિસ્તીયોને જે સનદ આપી તેમાંના કેટલાક ફકરા નીચે પ્રમાણે છે.

(૧) નજરાનવાળાઓને ખુદા અને મુહમ્મદ (સલ૦) તરફથી રક્ષણ મળશે.

(૨) એમની જિંદગી, ઝમીન, માલમિલકત અને ધર્મની બાબતની સ્થિતિ અને હકોમાં, તેઓ હાઝિર હોય કે ન હોય, સરદાર હોય કે સાધારણ પ્રજાવર્ગમાં હોય, કોઇપણ પ્રકારનો ફેરફાર કરવામાં નહી આવે.

(૩) જે કાંઇ થોડું કે વધારે તેમના કબ્જામાં છે તે બદલવામાં નહીં આવે.

(૪) તેમની ઉપર ભુતકાળ ના આવે. અથવા ખૂન બદલના કેસો ચલાવવામાં નહી. આવે.

(૫) તેમની પાસેથી વેઠ લેવામાં નહીં આવે.

(૬) તેમની પાસેથી દસોંદ (કમાણીનો દસમો ભાગ) લેવામાં નહીં આવે.

(૭) તેમના પ્રાંતમાંથી સૈન્ય પસાર નહીં થાય. (જુવો ફુતુહુલ બલ્દાન બિલાઝરી.)

હઝરત મુહમ્મદે (સલ૦) ખ્રિસ્તી પયગમ્બરો, ધર્માચાર્યો, બાદશાહો અને સાધારણ લોકો સાથે જે સન્માનપૂર્ણ સદ્વર્તન ચલાવ્યું એની સૌના મન ઉપર ઘણી સારી અસર થઇ હબશ, રૂમ અને મિસરના ખ્રિસ્તી બાદશાહોએ હુઝૂર (સલ૦) ના દાવાઓને ઘણું માન આપ્યું, આપના પત્રોના જવાબમાં તોહફા મોકલાવ્યા; હબશનો બાદશાહ નજ્જાશી અને સીરીયાનો ગવર્નર મુસલમાન થઇ ગયા. હુઝૂર (સલ૦) ના પત્રના જવાબમાં નજ્જાશીએ જે પત્ર લખ્યો તેનું કેટલુંક લખાણ નીચે પ્રમાણે હતું.

"હે અલ્લાહના નબી! તમારી ઉપર ખુદાની સલામતી રહમતો અને બરકતો ઉતરે. હઝરત ઇસા (સલ૦) વિષે આપે જે કાંઇ લખ્યું છે ખુદાના સોગંદ! એમાં લગારે ફેર નથી. તમારી હેસીયત ખરેખર એજ છે જે આપે વર્ણવી છે. જો આપ ફરમાવો તો હું સેવામાં હાઝિર થઈ જઇશ, કારણકે મ્હને ખાત્રી છે કે, આપ જે કાંઇ ફરમાવો છો એજ સત્ય છે."

## યહુદીયાં સાથેનો સંબંધ.

હઝરત ઇસા (સલ૦) અને ઇન્જીલ પ્રત્યે ઇસ્લામ જે ઇસ્લામ જે સન્માન અને પ્રેમ દાખવે છે એવોજ પ્રેમ અને સન્માન હઝરત મૂસા (સલ૦) તથા તોરૈત માટે પણ બતાવે છે. કુર્આને પાકમાં ઘણેજ ઠેકાણે તોરેત અને હઝરત મૂસા(સલ૦) નું વર્ણન આપેલું છે, હઝરત મુહમ્મદ (સલ૦) અનેક કામોમાં હઝરત મૂસા (સલ૦) નું અનુકરણ કરતા હતા. આપ જ્યારે મક્કાથી મદીને પધાર્યા ત્યારે આવતાંજ યહુદીયો સાથે શુભ વર્તન ચલાવવા વિષેનું સુલેહનામું કર્યું અને મદદ તથા વિશ્વાસની લાગણીયો ઉત્પન્ન કરવાનો પ્રયાસ કર્યો અને પછી સુલેહનામાનો ભંગ થાય એવું કાંઇ પણ પોતાની તરફથી બનવા ન દીધું, એટલે સુધી કે યહુદીયોએ પોતેજ સુલેહનો ભંગ કરનારી એવી પરિસ્થિતિ ઉભી કરીને મુસલમાનોને તેમનો મુકાબલો કરવા માટે લાચાર બનાવી દીધા.

ઉપલા લખાણ પરથી અહલે કિતાબ વિષે ઇસ્લામ તથા ઇસ્લામના પયગમ્બર (સલ૦) ના શુભ વિચારો અને ભલાઈ

સ્પષ્ટ થાય છે. પરંતુ અફસોસ! કે પાછળના બનાવોએ એ ઐકયના આત્માને ફાળવા ન દીધો અને ઇસ્લામ ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓની રાજ્યદ્વારી ખેંચતાણ જે સૈકાંઓ સુધી કાયમ રહી હતી, તેણે બન્ને તરફ ઉત્પન્ન કરી મુકયાં. સાથેજ સાથે યુરોપના ધર્મમંડળોએ ઇસ્લામના શિક્ષણ વિષે અસંખ્ય જુઠાણા ફેલાવી દીધા અને બનાવો ઉપર એવો કાળો પરદો ઢાંકી દીધો કે યુરોપવાસિયો બરાબર એક હઝાર વર્ષ સુધી ઇસ્લામના ઝળકતા શિક્ષણને નિરખ-વાથી મેહરૂમ (વંચિત) રહ્યા. પરંતુ ખુદાનો ઉપકાર છે કે, હવે સત્ય શોધકોના અંતઃકરણો ઉંડી તપાસ અને અવલોકન રૂપી પ્રકાશથી પ્રકાશિત થતા જાય છે અને મી. સ્ટેબર, ગિબન, કારલાઇલ, ગેટે, ડ્રેપર, એચ. જી. વેલ્ઝ, વેનવુડ રેડ, આરનોલ્ડ જેવા વિચારકોની કોશિશોને પ્રતાપે આશાનો અસ્ત થયેલો સિતારો પાછો ઝળકવા લાગ્યો છે અને તે સમય પાસે છે, જ્યારે આ ફસાદ ઝગડાઓમાં લપટાયેલું જગત્ હુઝૂર (સલ૦) ના મહાન વ્યકિતત્વને તથા ઈસ્લામી ભાઇચારાના નિઃસ્વાર્થ પયગામને સમજશે. આ પહેલો દિવસ હશે જ્યારે જગત્ભરમાં ઐકય અને શાંતિ સ્થપાશે અને મનુષ્યત્વની ક્ષિતિજ ઉપર એકત્ર કોમરૂપી સુર્ય ઝળ-કવા લાગશે.

## વિશ્વ બંધુત્વનું પ્રચાર કાર્ય.

તમે એ તો જોઇ ચુકયા કે, પયગમ્બરે ઇસ્લામે (સલ૦) ખ્રિસ્તી ધર્મના ધાર્મિક વિચારો અને રાજ્યદ્વારી હકો

બાબત કેવું વર્તન ચલાવ્યું અને તેની ખ્રિસ્તી ધર્મગુરૂઓ તથા બાદશાહો ઉપર શી અસર થઇ ? હવે બીજો સવાલ એ હતો કે, હઝરત મુહમ્મદ (સલ૦) જે વિશ્વબંધુત્વ અને એકત્ર માનવસમાજનો પયગામ દુનિયામાં લાવ્યા તેના પ્રચાર કરવા માટે તેમણે શા ઉપાયો યોજ્યા ? આ વિષયમાં કુઆર્નનું શિક્ષણ તદ્દન ચોખ્ખું હતું—(૧)દીન-ધર્મમાં કોઇ પ્રકારની બળજોરી નથી. (૨) તેમની (લોકોની) સાથે સુંદર રીતે વાદવિવાદ કરો. (૩) દરેક વસ્તીમાં ખુદાનો નબી આવ્યો છે અને એ બધા નબીયોના સન્માન અને શિક્ષણમાં કોઇ પ્રકારનો તિરસ્કારભાવ ઉત્પન્ન કરવામાં ન આવે.

ઉપલી ત્રણ આજ્ઞાઓ ઇસ્લામના પ્રચારની તલ્વારો હતી જે અરબસ્તાનમાં ચાલી અને તે પછી ઇસ્લામી વ્યાપારીયો અને પ્રસારકો સુમાટ્રા, જાવા અને ચીન આદિ જે જે સ્થળે ગયા ત્યાં પણ ચાલીને સફળ થઇ. પયગમ્બરે ઇસ્લામની તબ્લીગની હકીકતથી બધાજ વાકિફ છે, તેમણે તેર વર્ષ સુધી મક્કામાં પ્રચાર કામ કર્યું, કુટુંબીજનોને આમંત્રણ આપ્યાં અને તે પ્રસંગે તબ્લીગ કરી, હરમે કાબામાં પધાર્યા અને જલ્સામાં ઉભા થઇને પોતાની દલીલો રજુ કરી, એકએક માણસને જુદી જુદી રીતે મળીને તેમને સમજાવ્યા, કબીલાઓવાળા પાસે જઇ તેમને ઉપદેશ સંભળાવ્યો. કાફિરો અને મુશરિકોએ અને પરિણામે તેમના ઉપર સખ્તાઇ કરવા કરવા માંડી, જે તેમણે સહન કરી. સખ્તાઈ વધતી ચાલી, ગાળો, અપમાનકારક વર્તન; બૉયકોટ-બહિષ્કાર

મારપીટ અને છેવટે કત્લના કાવત્રા સુધી મામલો પહોંચી ગયો; પરંતુ હજરત મુહમ્મદે (સલ૦) કદિપણ તેમનો મુકાબલો કરી બદલો વાળવાનો વિચાર સુદ્ધાં ન કર્યો એટલુંજ નહીં, બલ્કે કંટાળો, કઠોરતા કે વ્યાકુળતા સુદ્ધાં જાહેર થવા

ન દીધાં. બાર વર્ષ સુધી તેમણે દરેક પ્રકારનો અત્યાચાર શાંતિ સાથે સહન કર્યો. પણ મામલો ઘણો વધી ગયો. મક્કાની ભુમિ તેમને માટે તંગ થઈ ગઇ અને તેરમે વર્ષે તેમણે હિજરત કરવાનું નક્કી કરી લીધું. હિજરત વેળા કુરેશે મક્કાએ મુસલમાનોને માલ મિલ્કત, સરસામાન, ઘરેણાં ગાંઠા, ઓલાદ માટે અટકાવ્યા એજ વસ્તુને પડતી મુકી–કુરેશીયોને હવાલે કરી તેઓ દેશ ત્યાગી મદીને ચાલ્યા ગયા.

મદીનામાં અનેક કોમો વસ્તી હતી, ઇસ્લામના પયગમ્બરે (સલ૦) ત્યાં પહોંચીને તે કોમો સાથે ભાઇચારાના અને સમાનતાના સિદ્ધાંત ઉપર એક સુલેહનામું કર્યું જેની શરતો જોતાંજ એમ લાગી આવે છે કે, હુઝુર (સલ૦) નસલ અને ધર્મનો ભેદભાવ તથા તિરસ્કાર મિટાવી એક આંતરકોમી ભાઇચારો અને એકત્ર સંસ્કૃતિનું મંડાણ કરી રહ્યા છે. તેની થોડીક શરતો આ પ્રમાણે હતી:–"મુસલમાનો અને યહુદીયો તથા ઉભય કોમોના હલીફ (સોગંદ પૂર્વક મિત્ર બનેલા કે વશ થયેલા) સૌ એકજ કોમ તરીકે ગણાશે, તેઓ નેકી ભલાઇ અને લાભકારક કામોમાં એકમેકના મદદગાર રહેશે; ઝુલ્મ તળે ચગદાયેલાઓને સહાય આપશે, મદીનામાં

મારામારી તથા યુદ્ધને હરામ ગણશે." હિજરતના પહેલેજ વર્ષે એમણે આ સુલેહનામું તૈયાર કર્યું હતું અને કુરેશ, યહુદી અને બીજી કોમોવાળાઓની તે પર સહીયો કરાવી પછી વુદ્દાન સુધી મુસાફરી કરી બની હુમ્જા કબીલાવાળાઓને પણ તેમાં જોડી લીધા. રબીઉલ અવ્વલ મહીનામાં વળી પાછા આપ નીકળી પડયા અને કોહે બવાતના કબીલાવાળાઓને પણ ભેળવ્યા. પછી ઝિલ અશીરામાં જઇ બનૂ મુદ્દલજથી માંડીને મદીના સુધીમાં વસતા બધા કબીલાઓને એક હારમાળામાં પરોવી લીધા.

આ મુસાફરીયોની પરંપરા ચાલુ હતી એવામાં તો મક્કાના કુરેશીયોએ સાહીમૂમાં એક હજાર સૈનિકો સાથે મદીના ઉપર ચઢાઇ કરી અને એ લડાઇ પછી પણ એક પછી એક એટલા બધા હુમ્લા કર્યા કે, ઉપલું કાર્ય આગળ વધતું અટકી પડયું. તેમ છતાં યુદ્ધના પારાવાર રોકાણમાં પણ આપના હ્રદયના તારો બરાબર ઝણઝણી રહ્યા હતા, અને એકતા તથા ભાઇચારો પ્રદર્શિત કરવાનો કોઇપણ પ્રસંગ તેમણે જવા દીધો ન હતો હી. સ. ૫ માં નજદના હાકેમે મક્કામાં અનાજ જતું અટકાવી દીધું જેને લીધે મક્કાવાસિયો દુષ્કાળ પડતાં કકળી ઉઠયા હુઝૂર (સલ૦) ને જ્યારે તેમને એ સ્થિતિના સમાચાર મળ્યા, ત્યારે તેમણે નજદના શાસનકર્તાને ભલામણ કરી અનાજની બંદી દુર કરાવી. હી. સ. ૬ માં જ્યારે મુસલમાનોની શક્તિ અને સંખ્યા મક્કાના કુરેશીયો ઉપર વિજય મેળવી રહી હતી,

તે પ્રસંગે હુઝૂર (સલ૦) મક્કે હજ પઢવા પધાર્યા, પરંતુ કુરેશીયો વચ્ચે દસ વર્ષને માટે સુલેહનામું થઇ જાય એ નક્કી કર્યું. એ સુલેહનામાની એક શરત એ હતી કે.

"જો કુરેશીયોમાંથી કોઇ માણસ મુસલમાન થઇને મુસલમાનો પાસે ચાલ્યો જાય, તો કુરેશીયોની માંગણી ઉપર તે માણસ તેમને પાછો સોંપાવો અને જો કોઇ માણસ ઇસ્લામ ત્યાગીને કુરેશીયો પાસે ચાલ્યો જાય તો કુરેશ તેને પાછો નહીં સોંપે."

આ શરત જો કે ખુલ્લી રીતે અન્યાયી અને સખત હોવા સાથે ઇસ્લામની ઉન્નતિ અને પ્રચાર માટે તેમજ મુસલમાનોની સ્વતંત્રતા ઉપર ત્રાપ મારનારી હતી, એણે ઇસ્લામની શ્રેષ્ઠતા અને રક્ષાને ભયમાં મૂકી દીધી હતી. સર્વ મુસલમાનો જેમને પોતાની શક્તિનું ભાન હતું તેઓ આ શરતને અપમાન કારક ગણતા હતા; પરંતુ એ સુલેહનામાથી લડાઇ થતી અટકતી હતી એટલા માટે હુઝૂરે (સલ૦) ઐક્યની સ્થાપના માટે બધી અગવડો કબુલ રાખી અને ઘણી ખુશી સાથે સુલેહનામા ઉપર સહી કરી આપી જુદી જુદી કોમો વચ્ચે એકતા સ્થાપવાનું તે કામ અત્યંત નિશ્ચંતપણે પાછું શરૂ કર્યું જે અગાઉ મદીનામાં ચાલુ કર્યું હતું.

હી. સ. ૬ માં હુદેબીયાની સુલેહ થઇ તેના થોડાકજ માસ પછી આપે જુદા જુદા ધર્મ અને દેશોના બાદશાહો પાસે ઇસ્લામનું આમંત્રણ આપનારા પત્રો ખાસ દુતો

મારફત મોકલાવ્યા, અને જગતની સર્વ કોમોને એક કોમ તરીકે ઇસ્લામની દાવત આપી ખ્રિસ્તી બાદશાહોને જે કાગળો લખ્યા હતા, તેમાં કુર્આને પાકની આ આયત ખાસ લખી હતી જે ઇસ્લામની સર્વ કોમોને એકત્ર કરવાની દાવતના પાયા રૂપ છેઃ-

"હે એહલે કિતાબ! આવ આપણે એવી વાત ઉપર એકમત થઈ જઇયે જે અમારા અને તમારા (દીન) માં સમાન છે એટલે કે ખુદા સિવાય કોઇની પુજા ન કરીયે અને કોઈ વસ્તુને તેનો ભાગીયો ન ઠેરવીયે."

નજ્જાશી બાદશાહને લખેલા પત્રમાં ખુદાની સ્તુતિ પછી લખ્યું હતું કે:-

"ઇસા બિન મરીયમ અલ્લાહના ઉત્પન્ન કરેલા અને તેના હુકમ છે જે પવિત્ર અને અલિપ્ત મરીયમ તરફ તેણે (ખુદાએ) મોકલ્યો જેથી તેમને ગર્ભ રહ્યો. ઇસાને ખુદાએ પોતાના આત્મા અને આજ્ઞાથી એવીજ રીતે ઉત્પન્ન કર્યાં છે, જેવી રીતે આદમને પોતાના હાથ અને આજ્ઞાથી ઉત્પન્ન કર્યાં છે."

ઇરાનના બાદશાહ ખુસરો પરવીઝને લખ્યું હતું કે:-

"હું તને ખુદાના પયગામનું આમંત્રણ આપું છું. હું અલ્લાહ તરફથી સમસ્ત માનવજાતિનો પયગમ્બર છું એટલા માટે કે, જે કોઇ જીવે ને તેને ખુદાથી ડરાવું અને ઇન્કાર કરનારાઓ ઉપર

ખુદાનો હુકમ પૂર્ણ થાય તું મુસલમાન થઇ જા, તું સલામત રહીશ, નહીંતો આખી મજૂસ (પારસી) કોમનું પાપ તારે માથે આવશે."

આ આમંત્રણ પત્રિકાઓની દુનિયાના બાદશાહો ઉપર ઘણીજ અસર થઈ. મિસરના બાદશાહે આપના પત્રને ઘણું માન આપ્યું અને તોહફા મોકલાવ્યા. હબશ, બેહરેન, અમ્માન નજદ, ગસ્સાન, દવમતુલ જંદલ અને યમનના બાદશાહો મુસલમાન થઇ ગયા. હુમેર કબીલાનો બાદશાહ જે પોતાને ખુદા કહેવડાવતો હતો, તે જ્યારે મુસલમાન થયો ત્યારે માત્ર એકજ દિવસમાં તેણે અઢાર હજાર ગુલામોને બંધનમુક્ત કર્યાં. હવે અરબસ્તાનમાં ઠેરઠેર ઇસ્લામ સ્વિકારનાં ઝરણાં વહેવા લાગ્યાં અને સંખ્યાબંધ કબીલાઓએ પોતાના પ્રતિનિધિ મોકલાવ્યા, સેંકડો કબીલાઓએ ( જેઓ સૈકાઓથી માંહોમાંહે લઢતા હતા ) તલ્વારો ફેંકી દીધી અને એકબીજાને ભેટી પડયા.

ભિન્ન ભિન્ન કોમોને એકત્ર કોમ બનાવવાના કાર્યમાં હુઝૂરે (સલ૦) જે શાંતિપૂર્વક મહાન પગલાં ભર્યાં તે આ હતાં અને જેમની સફળતાનાં યશગીતોથી નબૂવ્વતના ઇતિહાસનું દરેકે દરેક પાનું સૂર્ય સમાન ઝળકી રહ્યું છે.

## પયગમ્બરે ઇસ્લામ અને તલ્વાર.

હવે માત્ર એકલુંજ બતાવવાનું બાકી રહ્યું છે કે, પયગમ્બરે શરૂઆતના કાળમાં જે યુદ્ધ કર્યાં તેનો હેતુ શો

હતો ? અમે આગળ બતાવી ગયા છીયે કે, હુઝૂર (સલ૦) મદીના તથા મદીનાના આસપાસના પ્રદેશના કબીલાઓને સુલેહસંપની માળામાં પરોવી રહ્યા હતા, એવામાં મક્કા વાળાઓએ એક હઝાર સૈનિકો સાથે મુસલમાનો ઉપર હુમ્લો કર્યો. ઇસ્લામ ડાબો ગાલ આગળ ધરવામાં માનનાર નથી એટલે એવા પ્રસંગે તલ્વાર ઉઠાવવાનું ફર્ઝ થઈ પડયું, પરંતુ તલ્વાર મ્યાન બહાર કરતાં પહેલાં હુઝૂરે (સલ૦) તે સિદ્ધાંતનો એ'લાન કરી દીધો, જેને માટે તલ્વાર ઉપાડવામાં આવી હતી. એ એ'લાન સુરએ હજમાં હોઇ જહાદની પહેલી આજ્ઞા તરીકે છે. એમાં બતાવી આપ્યું છે કે મુસલમાનોએ શા કારણોસર અને શા માટે તોફાનીયો અને ફસાદીયો રહામે તલ્વાર ઉગામી છે.—

" મુસલમાનોને યુદ્ધ કરવાની પરવાનગી આપવામાં આવે છે, કેમકે તેમની ઉપર જુલ્મ થયો છે અને બચિતૂ ખુદા તેમની મદદ કરવાને શકિતમાન છે. (૨) એ લોકોને અન્યાય પૂર્વક એમના વતન ( સ્વદેશ ) માંથી કાઢી મુકવામાં આવ્યા છે, માત્ર એટલા માટે કે તેઓ ખુદાને પોતાનો પાલનહાર કહેતાં હતા. (૩) જો ખુદા હજી પણ એક પક્ષને બીજા પક્ષ મારફત ન અટકાવે-તો બચિત્ ખ્રિસ્તિયોના દેવળો યહુદીયોના પ્રાર્થનાલયો, મૂર્તિપુજકોના મંદિરો અને મુસલમાનોની મસ્જિદો પાડી નાંખવામાં આવે, જેમાં ખુદાની ઘણી યાદ થાય છે. "

આ એ'લન તે સંયમનો હતો, જ્યારે મુહમ્મદ અરબી

(સલ૦) એ પહેલી વેળા લાચારીયે મ્યાનમાંથી તલ્વાર મ્હાર કાઢી હતી. હી. સ. ૮ માં મક્કા સર થયું અને હુઝૂર (સલ૦) ના કાળમાં થયેલા યુદ્ધો ની સમાપ્તિ થઈ, ત્યારે મિત્રો અને શત્રુઓને કા'બામાં એકઠા કરવામાં આવ્યા જેથી બદ્દરના મયદ્દાનમાં જે લોકો ઇસ્લામી તલ્વાર મ્યાન બ્હાર કરવાનું ભાષણ સાંભળી ચુકયા હતા, તેઓ હવે ફતેહમંદીની જાહેરાત પણ સાંભળી લે. હઝરત રહમતુલ લિલ-આલમીન મિમ્બર ઉપર ઉભા થયા અને ફરમાવ્યું:-

"આજે અજ્ઞાનતાના યુગનું સર્વ અભિમાન, બધી વેરવૃત્તિઓ અને બધા ખૂનના બદ્દલાઓ મ્હારા પગ તળે છે. હે કુરેશીયો ! ખુદાએ તમારા અજ્ઞાનતાના અભિમાન ને અને વંશની મ્હોટાઇને પાયમાલ કરી નાંખ્યાં છે. સાંભળો લોકો, બધા મનુષ્યો આદમ (સલ૦) ના વંશજો છે અને આદમ માટીથી બન્યો છે."

વળી પાછું ફરમાવ્યું:—

"હે લોકો ! ખુદાએ તમને એક સ્ત્રી પુરૂષથી ઉત્પન્ન કર્યા છે, નાતો અને કબીલાઓની કાંઇ મ્હોટાઇ નથી. એતો માત્ર એકમેકને ઓળખવા માં સ્હેલાઇ પડે એ માટે બનાવવામાં આવ્યાં છે; બુઝુર્ગી મહત્તાનો આધાર પવિત્રતા ઉપર છે."

ત્યાર પછી આપ (સલ૦) એ લોકો તરફ વળ્યા જેમણે લગભગ એકવીસ વર્ષ સુધી મુસલમાનોને સતાવ્યા હતા, તેમના ઘરોમાંથી હાંકી કાઢયા હતા, કત્લ કર્યા હતા અને

તેમને તમ્બાહુ બરબાદ કરવા માટે ઠેઠ હુબશ, નજદ અને શામ (સીરીયા) સુધી પુંઠ પકડી હતી. આપે ફરમાવ્યું ” આજે તમારે માટે કોઇ જાતની પકડ નથી (અર્થાત્ આજે તમને કોઇ પ્રકારની શિક્ષા નહીં થાય), જાવ, તમે આઝાદ છો. ”

જેહાદની સૌથી પહેલી આજ્ઞા અને મક્કાના વિજય પ્રસંગે અપાયેલા આ ભાષણને ન્યાયદૃષ્ટિએ તપાસી જુઓ એટલે બધો ભ્રમ ભાંગી જશે અને ખરી વસ્તુ દૃષ્ટિ સમક્ષ આપો આપ તરી આવશે. પહેલી આપતો પરથી જણાઇ આવે છેકે, મુહમ્મદ અરબી (સલ૦)એ ફસાદીયો તોફાની- યોની પ્રવૃત્તિઓને તોડી પાડવામાટે જે તલવાર ઉગામી હતી તે માત્ર સ્વરક્ષા માટે નહિં, બલ્કે બધી કોમો, બધા ધર્મો. બધા દેવળો-મંદિરો અને બધી મસ્જિદોનું રક્ષણ કરવા માટે હતી. એ તલવાર કોમો અને ધર્મોના સંબંધને તોડનારી ન હતી, બલ્કે તેને જોડનારી હતી, અને તેનો મુખ્ય હેતુ અરબસ્તાનમાંથી આંતરિક લડાઇયોને મિટાવી દઇ એવું બંધારણ વાળુ અને શાંતિમય રાજ્ય સ્થાપવાનો હતો જેની છાયામાં સર્વ કોમોને ઇઝ્ઝત અને આંઝાદીનું જીવન ગાળવાનું મળી શકે. મક્કાની ફતેહ વેળા આપેલું ભાષણ એ વાતનો સ્પષ્ટ પુરાવો છે, અને મુસલમાનો વિજયી નિવડયો પછી સર્વ કોમોના અને ધર્મોના માણસોને ઇસ્લામની છાયા તળે જેવું શાંતિમય અને ઇઝ્ઝતવાળું જીવન પ્રાપ્ત થયું એ એનો બીજો પુરાવો છે.

હઝરત રહમતુલ-લિલ-આલમીને (સલ૦) મક્કાના વિજય પછી માનવ-બંધુત્વનો જે નમુનો રજુ કર્યો છે તેનો નમુનો જગત્ ભરતો ઇતિહાસ રજુ કરી શકતો નથી. અલ્લાહનો નબી તેર વર્ષ સુધી સખતમાં સખત મુસીબતો વેઠયા પછી મકાનમાંથી હિજરત કરે છે અને મદીનામાં જઇને વસે છે. સેંકડો માઇલ્સ છેટે ચાલ્યા જવા છતાં મક્કા વાળા (કુરેશીયો) તેને અને તેના મિત્રોને મઆફ કરતા નથી, બરાબર સાત વર્ષ સુધી તે દુરેશની વિરૂદ્ધતાઓ, કાવત્રાંઓ અને તલ્વારોમાં ઘેરાયલો રહે છે; છેવટે જ્યારે વિજેતા તરીકે તે પાછો પોતાના શહેરમાં પ્રવેશે છે, ત્યારે તેનું અંતઃકરણ જુના દુઃખ કષ્ટ વિસરી જાયછે, એના દિમાગમાંથી જુની એકાએક દૂર થઈ જાય છે અને તે બદલો લેવા તથા નુકસાન-મુસીબત પહોંચાડવાને બદલે સર્વેને મોટે શાંતિ, ખુશહાલી, આબરૂ અને ઉપકારનાં દરવાઝાં ઉઘાડી દેછે અને મ્હોટે સાદે એ'લાન કરે છે કે "આજે નેકી, આબરૂ અને ઉપકારનો દિવસ છે." શું આવા માયાળુ અને દયાળુ વૃત્તિના માણસ માટે "રહમતુલ લિલ-આલમીન" સિવાય બીજો કયો ઇલ્કાબ જગત્ પાસે હોઇ શકે છે?

મુહમ્મદે અરબી (સલ૦) માં પારકાના એબ ઢાંકવાનો પણ વિચિત્ર ગુણ હતો. સુરાકા બિન જા'શમે હિજરતને દિવસે આપની ઉપર ઉપરાચાપરી ઘણા ઘા કર્યાં હતા, પણ જ્યારે તે મક્કા ફતેહ થતાં કેદી દશામાં રજુ થયો ત્યારે

મઆફી આપી. વહશીએ જંગે ઓહદમાં એમના કાકા હ૦ હમ્ઝા (રદી૦) ને શહીદ કર્યા હતા, પણ મક્કા સર થતાં કેદીયોની હારમાળામાં એ પણ હતો. હુઝૂરે (સલ૦) ફરમાવ્યું "તેને મઆફ કર્યો." હબ્બારે એમનાં પુત્રી બીબી ઝયનબની કેડમાં ભાલો માર્યો હતો જેને લીધે તેમને ગર્ભપાત પણ થઇ ગયો હતો અને એનેજ લીધે એમની વફાત પણ થઈ હતી. લોકો હબ્બારને ઝાલી લાવ્યા, ત્યારે આપે તેને પણ મઆફી આપી. શું આ બનાવોની મોજુદગીમાં પણ કોઇ માણસ ઇસ્લામી તલ્વાર માટે ખોટી શકા આણી શકે છે?

હુઝૂર (સલ૦) ના સમયમાં લગભગ એંસી લડાઇયો ન્હાની મ્હોટી થઇ, જેમાં કેદીયોની સરેરાસ સાત છે અને કત્લ થયેલાઓની તેર છે (એમાં એ કેદીયોને ગણવામાં નથી આવ્યા જેમને પકડયા પછી બીન શરતે મુક્ત કરવામાં આવ્યા હતા.) હવે લગાર આ અજ્ઞાનતાના કાળનો લડાઇયોમાંના કેદીયો અને મરાયલાઓની સંખ્યા સાથે આજના સુધરેલા યુગના યુદ્ધોનો મુકાબલો કરી જુવો, તો તમે પોતેજ પોકારી ઉઠશો કે, હુઝૂર (સલ૦) નું આવી સાધારણ પ્રકારની લડાઇયો અને કુરબાનીયોને પરિણામે અજ્ઞાનતા, જંગલી પણું અને આંતર કલહોને પરિણામે લોહીથી અવાર નવાર ખરડાતી ભુમિ ઉપર બંધારણવાળું અને શાંતિમય રાજ્ય સ્થાપવું ખચિત્ એક ચમત્કાર છે અને એવો ચમત્કાર છે, જેની જોડ મળવી દુર્લભ છે.

જંગે બદરના બહોંતેર કેદીયોમાંથી સીત્તેરને ફિદીયો લઇને મુક્ત કરવામાં આવ્યા બનૂ મુસ્તલિકના યુદ્ધમાંના એકસો કેદીયોને કાંઇપણ બદલા વિના આઝાદ કરવામાં આવ્યા. કોમે તનઈમના એંસી હુમ્લા લઇ આવેલા શત્રુ કેદીયોને હુઝૂરે (સલ૦) બીનશરતે મુક્ત કર્યા. જંગે હુનૈનમાં તો હઝારો કેદીયોને બીન શરતે અને વિના દંડે મુક્ત કરવા ઉપરાંત તેમાંના કેટલાકને તો તોહફા અને ઇનામ આપીને વિદાય કર્યા જો કે અરબોનો રીવાજ એવા બધા કેદીયોને મારી નાંખવાનો કે બાળી નાંખવાનો હતો. જંગે બદરના અનેક કેદીયો પોતે કબુલ કરે છે કે, મદીનાવાળા તેમને પોતાના બાળકો કરતાં પણ વધારે આરામથી રાખતા હતા. અબૂ અઝીઝ કહે છે "હું મુસઅબ બિન ઉમૅરને ત્યાં કેદ હતો, તે બન્ને ટંક ખાવાનું લાવતા ત્યારે મ્હને રોટલી આપી પોતે માત્ર ખજુરો વડે પેટ ભરતા; એ વેળા લજ્જાથી મ્હારૂં માથું નમી જતું હું તેમને રોટલી આપતો પણ તે તેને હાથ પણ ન લગાડતાં મ્હને આપી દેતા હતા."

હુઝૂરે (સલ૦) ઈસ્લામના શત્રુઓ, મુસલમાનોને કત્લ કરનારાઓ, હુમ્લા કરનારા અને તલ્વાર ઉપાડનારા યુદ્ધ કેદીયો સાથે આવા પ્રકારનું દયાળુ અને માયાળુ વર્તન ચલાવ્યું એ ઉપરથી શું સાબિત નથી થતું કે, તે કોઈપણ માણસને પારકો ગણતા ન હતા? લોકો ભલે એમના દુશ્મન હશે, પણ તે પોતે કોઇના દુશ્મન ન હતા આહ! જે દુશ્મનો સાથે યુદ્ધમાં આવી લાગણી ધરાવે અને મમતાથી વર્તે,

તેની મિત્રતા અને મિત્રતાની મીઠાશ, તેની સુલેહ અને સુલેહની ખૂબીયો કોના વિચારમાં આવી શકે છે?

### આશ્રિતોના હક

હવે માત્ર એ બતાવવાનું બાકી છે કે, ઇસ્લામે પોતાની રૈયત પ્રત્યે કેવું વર્તન રાખ્યું મદીનામાં જઇને વસ્યા પછી થોડાંક વર્ષો સુધી તો ઈસ્લામીયોને રાજકર્ત્તાની સ્થિતિ પ્રાપ્ત થઇ ન હતી, પરંતુ મક્કા ઉપર વિજય મળ્યા પછી બેહરેન, અમ્માન, એડન અને યમન વગયરા સર થયાં, જ્યાં મુસલમાનોને પહેલીજ વાર યહુદીયો, પારસીયો અને ખ્રિસ્તીયો સાથે પોતાની પ્રજા તરીકે સંબંધ જોડવો પડયો જે કોમોએ ઇસ્લામના તાબામાં રહેવાનું કબૂલ કર્યું, તે કોમોના દરેક પુખ્ત વયના અને સારી સ્થિતિવાળા પુરૂષ ઉપર હુઝૂરે (સલ૦) વાર્ષિક એક દીનાર જિઝયો મુકરર કર્યો. પરંતુ તે સાથેજ હુઝૂરે (સલ૦) અવાર નવાર એવા આશ્રિતોને જે પ્રકારના હકો આપ્યા હતા. તેમાંના મુખ્ય આ પ્રમાણે છે:—

(૧) એમને લશ્કરી સેવામાંથી મુક્ત રાખવામાં આવશે.
(૨) એમના દુશ્મનોથી મુસલમાનો એમનું રક્ષણ કરશે.
(૩) એમને પરાણે એમના ધર્મથી વિમુખ કરવામાં નહીં આવે.
(૪) જિઝયો લેવાને એ કાર્ય માટે નિયત થયેલો માણસ પોતે એમની પાસે જશે.
(૫) એમના જાનમાલનું રક્ષણ મુસલમાનો ઉપર ફર્જ રહેશે.
(૬) એમના કારવાનો અને કાફલાઓ રક્ષિત રહેશે.

(૭) એમની ઝમીન અને બીજી મિલ્કતો એમનાજ કબ્જામાં રહેશે.

(૮) એમના પાદરીયોને તેમના ઓહદા (હોદ્દા) પરથી દુર કરવામાં નહીં આવે.

(૯) સલીબ (ક્રોસ) અને મૂર્તિઓને નુકસાન પહોંચાડવામાં નહીં આવે.

(૧૦) એમની પાસેથી દસોંદ વસુલ કરવામાં નહીં આવે, જેવી રીતે મુસલમાનો પાસેથી લેવાય છે.

(૧૧) લશ્કર એમના મુલકમાંથી પસાર નહીં થાય.

(૧૨) એમને પરાણે પોતાની માન્યતાઓથી ચલિત્ કરવાનો પ્રયાસ કરવામાં નહીં આવે.

(૧૩) એમના હક બરબાદ નહીં થાય.

ઇતિહાસ બતાવી આપે છે કે, ઇસ્લામી દુનિયાએ હમેશા આ વાતો ઉપર સંપૂર્ણ રીતે ધ્યાન આપ્યું છે ઝિમ્મીયો (આશ્રિતો) સાથે હઝરત ઉમરે (રદી૦) જે છુટછાટવાળુ વર્તન ચલાવ્યું તે તો અજોડજ છે. હઝરત અલી (રદી૦) ફરમાવે છે કે "જે લોકો ઝિમ્મી છે તેમનું ખૂન અમારૂં ખૂન છે અને તેમના ખૂનનો બદલો અમારા ખૂનનો બદલો છે." અબ્બાસી ખલીફાઓએ ઝિમ્મીયોના રક્ષણ માટે એક ખાસ ખાતું ઉઘાડયું હતું એજ રીતે સ્પેનમાં પણ આ બાબતો ઉપર યોગ્ય અમલ થાય એ માટે ખાસ ગોઠવણ કરવામાં આવી હતી. યહુદીયોને ઇસ્લામની છાયા નીચે જેવી શાંતિ અને નિર્ભયતાનું જીવન ગાળવા મળ્યું

એવું બીજે કદિપણ મળ્યું હોય એમ ઇતિહાસ બતાવી શકતું નથી.

## જગતજનોને ઉદ્દેશીને.

ઇસ્લામી બંધુત્વનું બંધારણ અને અમલ તદ્દન સ્પષ્ટ છે. આદમપુત્રો! હે પૃથ્વિપડ ઉપર વસનારાઓ! તમે જગત્‌ના કોઇપણ ખૂણે વસો, કોઈપણ ભાષા બોલો, કોઇપણ ધર્મ અને કોઇપણ કોમમાં રહો તમે મુસલમાન હોવ અથવા બીન મુસલમાન, રાજ્યકર્તા હોય કે પ્રજા, મિત્ર હોવ કે શત્રુ આઝાદ હોવ કે કેદી, સુલેહ કરનારા હોવ કે ઝિમ્મી; પરંતુ તમો સૌને માટે તમે પોતેજ જોઈ ગયા કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ના ભાઇચારા રૂપી ખોળામાં સમાન દર્જાનું સ્થાન છે, સમસ્ત દુનિયાના પયગમ્બરો અને ધર્મગ્રંથો વિષે સન્માન છે, સર્વ ધર્મોના ઉપાસનાલયોની રક્ષા રહેલી છે, ફકીરો અને કેદીયો પ્રત્યે શુભ લાગણી છે, શત્રુઓ માટે પ્રેમ છે, ઝિમ્મી અને ગુલામને માટે સમાન દર્જાની ઇઝઝત અને આઝાદી છે. હે જગત્‌ની સર્વ કોમો મુહમ્મદ અરબી (સલ૦) નો પયગામ સમજો. એજ તે પ્રેમ સભા કે બ્રધરહુડ છે જ્યાં પૂર્વ અને પશ્ચિમના આત્મા એક-મેકને ભેટી શકશે અને સમસ્ત જગત્‌નું વાતાવરણ એકતા અને ભાઈચારાના આનંદ સરોદોથી ગુંજી ઉઠશે. અલ્લાહુમ્મા સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિહી વ બારક વ સલ્લિમ

---

# જરૂરી અરજ

અમદાવાદ તબ્લીગેઇસ્લામનું કામ સને ૧૯૨૩ ઇસ્વીસનથી શરૂ કરવામાં આવ્યું છે અને આજ સુધી મુસ્લીમ મફત સાહિત્યના પંદર સોળ રિસાલા છપાવી બહાર પાડી વહેંચવામાં આવ્યા છે અને તેનો બહુ સારો અસર થયો છે.

ત્રણ વરસથી ઇદે મિલાદના પ્રસંગે પદ્દી જીલ્સે લાહોરની સિરત કમેટીની બ્રાંચ તરીકે અમે કામ કરીએ છીએ તેના આજ સુધીમાં આ ત્રીજું અંક છપાવી મફત વહેંચવામાં આવ્યું છે.

પ્રથમની સિરત જનાબ મુન્શી અબદુલકરીમ લોકલ બોર્ડ મેમ્બર સાહેબ તરફથી રૂા. ૩૫) ની મદદ આપવામાં આવી હતી અને તેનું કુલ ખર્ચ રૂા. ૬૫) આવ્યું હતું ગઇ સાલ આ કામમાં જનાબ સૈયદ જલાલોદીન સાહેબ કાદરી. લેટ. ઇન્સ્પેકટર એજ્યુકેશનલ સાહેબે રૂા. ૫૦) આપ્યા હતા અને તેનું ખર્ચ ૫૮-૮-૦ આવ્યું હતું અને વધારાનો ખર્ચ અમે રમજાન તબ્લીગ ફંડમાંથી આપ્યું હતુ.

આ સાલ માટે એક બંદે ખુદાએ છપાવી આપવા ફરમાવ્યું છે અલ્લા તઆલાએ મદદગારોને જઝાએ ખેર આપે.

અમારા તબ્લીગી કામમાં જનાબ સૈયદ હુસેની પીર સાહેબ અલવી અમને ઘણી સારી સલાહ આપે છે તેમ એ કામમાં તેમને ઘણો ઉત્સાહ પણ છે હાલમાં તેમણે અમારા તબ્લીગી કાર્ય માટે જનાબ માસ્તર રજબભાઇ સાહેબ તથા

જનાબ સયદાભાઈ સાહેબને ભલામણ કરી છે કારણકે એ ભાઇઓ દીનના કામમાં ઘણી મદદો કરે છે.

ગયા માસમાં ચેખલા ગામના મોલેસલામ ગરાસીય ભાઇયો એક ઇસ્લામી કામ માટે અમને બોલાવા આવ્ય હુતા તો અમે સૈયદ હેદરઅલી પેટલાદવાળાને સાથે લઇ ગયા હુતા અને તેમને ઇસ્લામી બોધ આપ્યો અને તેમની તકલીફો સાંભળી અને તે માટે ઘટતુ કરી તેમને સંતોષ આપ્યો આવા બચ્ચોને પોકી વળવા અમારી પાસે કોઇ ફંડ નથી પરંતુ રમજાન માસમાં આ તબ્લીગી કામના હુમદર્દ ભાઇયો અમને થોડી મદદ કરે છે તેથીજ આ અમારૂ કામ ચાલે છે અને અમે તેમના હુકમાં દુઆ કરીએ છીએ ગુજરાતમાં અમારા સિવાય તબ્લીગી કામ કોઇ કરતું હોય તેમ જણાતું નથી માટે સાહેબે ઝકાત અને ખેરાત. ભાઇયોથી વિનંતી છે કે આ એક ઇસ્લામી ખાસ કામને પણ જે કાંઇ બની શકે તે મદદ આપવા કૃપા કરશો.

નિદાઉલ ઇસ્લામ.

**અલીમિયાં કુરબતીશાહ નીઝામી.**

કડીયાકુઇ અમદાવાદ.